# રચનાત્મક કાર્યક્રમ

## કેટલીક સૂચનાઓ

રાજેન્દ્રપ્રસાદ



નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

# રચનાત્મક કાર્યક્રમ

## કેટલીક સૂચનાઓ

રાજેન્દ્રપ્રસાદ




નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

મુદ્રક અને પ્રકાશક
જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ
નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ



અનુવાદક
ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ

પ્રત ૨,૦૦૦
ત્રણ આના
પહેલી આવૃત્તિ, ફેબ્રુઆરી, ૧૯૪૨

ગાંધીજીએ ૧૮મી ઓગસ્ટ ૧૯૪૦ ના 'હરિજન'*માં જે તેરવિધ રચનાત્મક કાર્યક્રમ આપણી આગળ રજૂ કર્યો હતો, અને જેનું સવિસ્તર વિવેચન તેમણે 'રચનાત્મક કાર્યક્રમ — તેનું રહસ્ય અને સ્થાન' એ નામની પત્રિકામાં આપ્યું છે, તેને અંગે વીગતવાર સૂચનાઓની જરૂર છે, જેથી કાર્યકર્તાઓ જાણે કે એ કાર્યક્રમનો અમલ કેવી રીતે કરાય. હું માનું છું કે નીચેની જે સૂચનાઓ હું તેમની આગળ રજૂ કરું છું તેમાંથી તેમને કંઈક માર્ગદર્શન મળી રહેશે.

## ૧. હિંદુ-મુસ્લિમ કે કોમી એકતા

એટલું તો તરત જ કબૂલ કરવું જોઈએ કે અત્યારના કોમી કુસંપનું કારણ પરસ્પરનાં અવિશ્વાસ અને કુશંકા છે. એનાથી રાષ્ટ્રીય જીવન એટલું કલુષિત થઈ ગયું છે કે ધાર્મિક વિધિઓ, ભાષા, સંસ્કૃતિ, રહેણી, કેળવણી, આર્થિક સ્વતંત્રતા ને રાજકીય સત્તા એ ક્ષેત્રોમાં — વસ્તુતઃ જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં — એકબીજાના હેતુઓ વિષે વહેમ અને કુશંકા પેસી ગયાં છે.

આપણે જે વસ્તુ કરવાનો આપણો હક માનતા હોઈએ તે કરવા માટે અથવા આપણો વિરોધી જેને પોતાનો હક માનતો હોય તેનો દુરુપયોગ થતો અટકાવવા માટે સર્વ સંજોગોમાં બળાત્કાર કે જોરજુલમનો ત્યાગ કરીએ તો જ પરસ્પર વિશ્વાસ આપોઆપ પેદા થાય. સામાન્ય રીતે જે

---

* હરિજનબંધુ, તા. ૧૭–૮–૧૯૪૦

પ્રસંગોએ ટંટાફિસાદ થાય છે તેનાં નીચે આપેલાં દૃષ્ટાંતો પરથી સમજાશે કે મારા અભિપ્રાય પ્રમાણે અહિંસાનો પ્રયોગ સચોટપણે કેવી રીતે થઈ શકે.

૧. એક મુસલમાન ગાયની કુરબાની કરવા કે ખોરાક માટે ગાયની કતલ કરવા ઇચ્છે છે. એક હિંદુ તેને એ ઇચ્છા પાર પાડતો રોકવા માટે મિત્રભાવે દલીલ કરી જુએ, અને હિંદુઓની લાગણી ન દૂભવવા તેને વીનવે. કોઈ પણ સંજોગોમાં તે અથવા હિંદુઓનું ટોળું એ હત્યા રોકવા માટે હિંસાનો ઉપયોગ ન કરે.

૨. તે જ પ્રમાણે, જો કોઈ હિંદુ દુર્ગાની મૂર્તિનો વરઘોડો મસ્જિદ આગળ થઈને લઈ જાય અને કોઈ મુસલમાનની નમાજમાં ગાયન વાજિંત્ર વગેરેના અવાજથી ખલેલ પડે, તોપણ મુસલમાન બળજબરી ન કરતાં હિંદુને વીનવીને તેને રોકવાનો બનતો પ્રયત્ન કરી છૂટે.

૩. કોઈ મુસલમાન અથવા હિંદુ પોતાની માલિકીની જમીન પર મસ્જિદ કે મંદિર બાંધવા ઇચ્છે તો એક જણે બીજાનો તેમ કરવાનો હક કબૂલ રાખવો જોઈએ.

૪. મુસલમાનની આઝાન કે હિંદુની આરતીથી એમાંથી કોઈ પણ પક્ષને ખલેલ થતી હોય તો એકબીજાની લાગણીનો વિચાર કરીને થોડાક વખત પૂરતી અગવડ વેઠી લેવી જોઈએ.

૫. પોતાના ધર્મનો ઉપદેશ અને પ્રચાર કરવાનો દરેક માણસનો હક છે. પણ એ હકનો અમલ કરવામાં અન્ય ધર્મના સિદ્ધાંતોની કે તેમના સંસ્થાપકોની કે તેમના આદરપાત્ર સાધુ-સંતોની વગોવણી કરીને તે ધર્મોના અનુયાયીઓની લાગણી ન દુખવવાની અતિશય કાળજી રખાવી જોઈએ.

૬. ઘણી વાર કોઈ માણસના ધર્માંતરને લીધે કટુતા ને વેરઝેર નીપજે છે. એમ ન બનવું જોઈએ.

૭. સ્ત્રીઓનાં અપહરણની બાબતમાં ગુનેગાર જે કોમના હોય તે કોમના માણસોએ ગુનેગારનો જવાબ લેવાનું પોતાનું કર્તવ્ય માનવું જોઈએ.

૮. કોમ કોમ વચ્ચે જેને કારણે હિંસા થાય છે એવા પ્રસંગોના બીજા દાખલા આપી શકાય. સર્વ સંજોગોમાં હિંસાનો ત્યાગ કરવો જોઈએ. મિત્રભાવે સમજાવતાં કામ ન સરે તો બંને પક્ષને માન્ય એવા એક કે વધારે નિષ્પક્ષ માણસોને લવાદ નીમી તેમનો ચુકાદો મેળવવાનું તો હમેશાં બની શકે એવું છે. એક પક્ષ લવાદ પાસે જવાની ના પાડે તો વિરોધીના હૃદયને પિગળાવવા માટે કષ્ટસહન દ્વારા વિરોધ કરવાની અહિંસક રીત અજમાવી શકાય — શરત માત્ર એ કે આમ કરનાર માણસની વાત ન્યાયની હોય અને બૂરાઈનો આ રીતે પ્રતિકાર કરવાની તેનામાં શક્તિ હોય. અહિંસક વિરોધ અશક્ય હોય તો કાયદાની અદાલત પાસે કે બીજી સરકારી સત્તા પાસે પણ ન્યાય મેળવવા જઈ શકાય. જે વાત હિંદુઓ અને મુસલમાનોને લાગુ પડે છે તે સર્વ કોમોને સરખી લાગુ પડે છે.

૯. અમુક એક કોમની સંસ્કૃતિ પર બીજી કોમે હુમલા કર્યાની વાતો કેટલાક વખતથી ચાલી રહી છે ને તેને લીધે ઘણી ખટાશ પેદા થવા પામી છે. એને લીધે રમખાણ ભલે ન થતાં હોય, પણ એ કંઈ ઓછી ગંભીર નથી, કેમકે એ છૂપી અને સૂક્ષ્મ રીતે ઝેરનો ફેલાવો કરે છે. વળી મોટી કોમ નાની કોમ સામે સતત વાપરી શકે એવું એક પ્રકારનું ભેદી બળ પણ હોય છે. એથી ઊલટું નાની કોમ પોતાની સંપત્તિ,

કે શરીરશક્તિને લીધે, અથવા બીજાઓની નામર્દાઈને લીધે પણ, પ્રમાણ બહારની સત્તા ચલાવતી હોય એમ પણ બનવાનો સંભવ છે. આવું હોય ત્યાં, પોતાની રહેણીથી બીજાઓનાં મનનાં શંકા ને સંશયનું નિવારણ કરવાની, અને કોઈનું નુકસાન કરવાની પોતાની ધારણા નથી ને સહુને મનમાની રીતે રહેવા ને વિચારવાની છૂટ છે એમ પોતાના નિત્ય જીવનની પ્રવૃત્તિથી સાબિત કરી આપવાની પોતાની ફરજ છે એમ સહુએ માનવું જોઈએ. દાખલા તરીકે ભાષાની બાબતમાં, બાળકોની કેળવણી ને તેમના જીવનની વ્યવસ્થાની બાબતમાં સહુને પૂરેપૂરી સ્વતંત્રતા હોવી જોઈએ.

૧૦. વેપારધંધાની બાબતમાં બેહૂદી હરીફાઈ કે અદેખાઈ ન હોવી જોઈએ. કોઈ પણ વેપાર કે ધંધો કરવાનો કોઈ એક કોમને ઇજારો મળેલો છે એમ ન કહેવાય. દરેક જણને પોતાની મરજીમાં આવે તે વેપાર કે ધંધો કરવાની છૂટ હોવી જોઈએ. કોઈ મોટી પેઢી, દુકાન કે મિલમાં માલિક પોતાની કોમના માણસોને કામ પર રાખે તો તે કારણે ટંટો ન ઊભો થવો જોઈએ.

૧૧. રાજકીય સત્તાને અંગે પરસ્પર અવિશ્વાસ ને સંશયનાં સૌથી વધારે સૂક્ષ્મ ને વિનાશકારી કારણો પેદા થાય છે એમ કહી શકાય. દરેક કોમે બીજી કોમોની ઉપર રાજ્ય ચલાવવાની ઇચ્છા કે આકાંક્ષા માત્રનો સર્વથા ત્યાગ કરવો ઘટે છે. હિન્દુસ્તાનમાં એટલી બધી કોમો છે કે જો એમાંની કોઈ પણ એક પોતાની સર્વોપરી સત્તા સ્થાપવા મથે તો દેશમાં શાંતિ ને આબાદીનું નામ ન રહે. એક કોમના માણસોએ પોતાની ફરજ માનીને બીજી કોમોના માણસોની

સેવા કરવાના પ્રસંગો ખોળવા જોઈએ ને એવી એકેએક તકનો ઉપયોગ કરવો જોઈએ. ઉદારતા ને ન્યાય પરસ્પર વિરોધી વસ્તુઓ હોવી જોઈએ એવું નથી. વસ્તુતઃ ઉદારતા અવિશ્વાસ ને ઝેરવેર દૂર કરવાની ભારે શક્તિ ધરાવે છે. નામર્દાઈ અને બીકણુપણાને આપણા વહેવારોમાં જરા પણ સ્થાન ન હોવું જોઈએ. રાજ્યપ્રકરણમાં આજે પડેલું અંતર પૂરવાને રાજકીય ઉપાયોની યોજના કરવાનું કામ રાજકીય પક્ષોનુ છે; પણ આ ક્ષેત્રમાં કામ કરનાર વ્યક્તિઓ ભારેમાં ભારે ઘોંચપરોણાની સામે પણ સહિષ્ણુતા ને સબૂરી રાખવાનો દાખલો બેસાડીને આ કામમાં ઘણો મોટો ફાળો આપી શકે છે. ઇતર કોમના ઓછામાં ઓછા એક માણસ જોડે ગાઢ મિત્રાચારી બાંધવી એ દરેક જણથી બની શકે એવી વસ્તુ છે. એવાં સારી રીતે વાવેલાં નાનાં બીજમાંથી વધતાં વધતાં ફળદાયક વૃક્ષો પેદા થશે. એક સોનેરી નિયમનું કાળજીપૂર્વક પાલન કરવું ઘટે છે, તે એ કે બીજાના કાજી બનીને તેમનો ન્યાય તોળવા ન બેસવું. હમેશાં સારામાં સારો રસ્તો એ છે કે અંતરદૃષ્ટિ કરીને પોતાના હૃદયને તપાસવું અને પોતાની નબળાઈઓ ને ખામીઓ ખોળી કાઢવી. એટલે આમાંથી એ ફલિત થાય છે કે કોમી કલહના વખતમાં દરેક કોમના માણસોએ પોતાનાં તેમજ પોતાની કોમનાં વિચારો ને કાર્યોને સીધે રસ્તે દોરવાં; અને બીજી કોમોની વાત તે તે કોમના માણસો પર છોડવી. છાપામાં ઉતાવળે આપેલાં બયાનો, ખોટી હકીકતો, બૂરા હેતુનું આરોપણ, અને વેર વાળવાની વૃત્તિથી ઘણો વિખવાદ પેદા થાય છે ને સમાધાની મુશ્કેલ થઈ પડે છે. સત્ય પ્રગટ કરવું જોઈએ એ સાચું, પણ સામસામાં બયાનો ઘણી વાર ઝેરવેર ઓછાં કરવાને બદલે તેમાં ઉમેરો કરે છે.

૧૨. અહિંસાની ભાવનાથી રંગાયેલાં ને જરૂર પડયે પ્રાણ પાથરવા તત્પર એવાં સ્ત્રીપુરુષોની ટુકડીઓ બનાવવી એ, કોમી રમખાણો અટકાવવાની તેમજ કાબૂમાં રાખવાની બંને દૃષ્ટિએ, બહુ જ ઇચ્છવા જોગ ને અતિ ઉપયોગી છે. એવા શાંતિદળમાં જોડાનાર દરેક ભાઈબહેને અમુક સમય તાલીમ લેવી જોઈએ. એ કામ કઠણ છે ને તેને માટે ઊંચામાં ઊંચા પ્રકારની હિંમત ને શ્રદ્ધાની જરૂર રહે છે. સર્વ કોમોની સેવાના કાર્યમાં લાંબો વખત ઉમેદવારી કરવી એ આવા કામને માટે લાયકાત મેળવવાનો સારામાં સારો રસ્તો છે. જ્યાં ને જ્યારે બની શકે ત્યાં ને ત્યારે એક કોમના માણસોએ બીજી કોમના માણસો જોડે વસીને તેમની સેવા કરવાનો નિશ્ચય કરવો જોઈએ. આથી એકબીજાના ગાઢ સામાજિક સંસર્ગમાં અવાશે અને એકબીજાને વધારે સારી રીતે સમજી શકાશે. આવા સેવકો રમખાણો થતાં અટકાવી શકશે, એટલું જ નહિ પણ થાય તો તેને ફેલાતાં પણ અટકાવી શકશે, કેમકે તેઓએ લોકોનો પ્રેમ સંપાદન કરેલો હશે.

૧૩. દરેક કસબાને માટે તેમજ ગામડાંના દરેક સમૂહને માટે સર્વ કોમોના, લોકોના વિશ્વાસપાત્ર એવા, માણસોની એક સ્થાયી સમિતિ બનાવેલી હોય તો, તે ઘણી મદદગાર નીવડે અને ઝઘડાને વખતે લવાદમંડળનું કામ પણ કરી શકે.

## ૨. અસ્પૃશ્યતાનિવારણ

આપણા સામાજિક જીવનમાં અસ્પૃશ્યતા એ અતિશય બેહૂદા રૂપમાં પ્રગટ થતી હિંસા છે. હિંદુ સમાજમાં તે લાંબા કાળથી ચાલતી આવી છે ને લગભગ સાર્વત્રિક છે એટલા માટે તે કંઈ ઓછી નિંદ્ય ઠરતી નથી. એ એક નિશ્ચિત પ્રકારની ક્રૂરતા છે, ને તેને ખોટી રીતે ધાર્મિક રૂઢિ તરીકે માન્યતા મળેલી છે. એ સળો એટલો ઊંડો ઊતરેલો છે કે અસ્પૃશ્ય કહેવાતા

સર્વ વર્ગોને ઊંચા ગણાતા વર્ણો અસ્પૃશ્ય ગણતા હોવા છતાં એ લોકોમાં માંહોમાંહે એક સમૂહ બીજાને અસ્પૃશ્ય ગણે છે ને તેના સ્પર્શને દૂષિત માને છે. પણ એ કુપ્રથા ગમે તે કારણે ને ગમે ત્યાંથી ઉદ્ભવી હોય, તેનો જડમૂળથી નાશ કર્યે જ છૂટકો છે. તો જ, ગાંધીજીએ ઘણી વાર સાચું કહ્યું છે તેમ, હિંદુધર્મ જીવતો રહી શકે.

હિંદુસ્તાનના જુદા જુદા ભાગોમાં પળાતી અસ્પૃશ્યતામાં અનેક ભિન્ન ભિન્ન શ્રેણીઓ છે. ઊંચા ગણાતા વર્ણો જેને મેલાં માને છે એવાં અમુક કામો કે ધંધા 'અસ્પૃશ્યો'ને સોંપવામાં આવ્યાં છે. એમનાં રહેઠાણ સામાન્ય રીતે ઘોલકાં જ હોય છે, ને તે પણ ગામતળથી અલગ રાખવામાં આવેલાં હોય છે. મંદિરો, શિક્ષણસંસ્થાઓ, કૂવા તળાવ આદિ જળાશયો, વીશીઓ, ઉપાહારગૃહો અને જાહેર વાહનોમાં એમને પ્રવેશ ને ઉપભોગનો પ્રતિબંધ હોય છે. તેથી તેઓ કેળવણીમાં પછાત, અતિશય ગરીબ, અને મોટે ભાગે પોતાની માલિકીની જમીન વિનાના હોય છે.

તેમને ભોગવવાં પડતાં પ્રતિબંધો ને હાડમારીઓનો સાચો ચિતાર આપવો જરૂરનો છે, જેથી સમાજ ઉપરના આ ઘોર કલંકને ધોઈ કાઢવા માટે સૂચવેલા ઇલાજોનું તાત્કાલિક મહત્ત્વ અને તેનો અર્થ કાર્યકર્તાઓ સમજી શકે. અસ્પૃશ્યતાની શ્રેણીઓ નીચે પ્રમાણે છે :

૧. દેશના કેટલાક ભાગમાં સવર્ણ હિન્દુઓ નાહ્યા પછી, જમતી વખતે કે દેવદર્શને જતાં જો હરિજન નજરે પડી જાય તો તેના દર્શનમાત્રથી પોતે અભડાયા માને છે. જૂના વખતમાં જેમ પતિયાને વિષે હતું તેમ બાપડા હરિજનને

કેટલીક વાર બૂમ પાડીને પોતાનું આગમન સૂચિત કરી લોકોને ચેતવવાની ફરજ પાડવામાં આવે છે.

૨. તેને અમુક રસ્તાઓ પર ચાલવાનો પ્રતિબંધ કરવામાં આવે છે, ને તેણે સવર્ણ હિન્દુથી અમુક અંતરે રહેવું પડે છે. તેનાથી સવર્ણ હિન્દુ જોડે એક જ બાંકડા કે જાજમ પર બેસાય નહિ. સવર્ણના ઘરમાં પેસાય નહિ. બહારના ઓટલા પર પણ ચડવાની તેને મનાઈ હોય છે. તે જે ચીજને અડે તે ચીજ અભડાઈ જાય છે. રસોડાની પાસે તો તેનાથી કદી ઢુકાય જ નહિ. સવર્ણ હિન્દુઓ જેમાંથી પાણી ભરતા હોય તે કૂવે તેનાથી પાણી ભરાય નહિ; તેવા તળાવમાંથી પણ તે પાણી લઈ શકે નહિ. હજામ તેની હજામત ન કરે. કેટલીક જગાએ તો તેનાથી બીજા પહેરે એવાં કપડાં ન પહેરાય; તેના સ્ત્રીવર્ગથી ઘરેણાં ન પહેરાય; લગ્ન, જન્મ કે મરણને પ્રસંગે તેનાથી બીજા હિન્દુના જેવાં વરાવાજન કરી શકાય નહિ.

૩. તેને મંદિરપ્રવેશની છૂટ તો નથી હોતી, પણ કેટલીક જગાએ તે મંદિર પાસેના રસ્તા પર ચાલી ન શકે, તીર્થનાં જે કુંડ, તળાવ કે નદીમાં સવર્ણો નહાતા હોય તેમાં નાહી ન શકે. તેનાથી શાસ્ત્રો વંચાય નહિ. જે બ્રાહ્મણ બીજા વર્ણોનું ગોરપદું કરે તે હરિજનોનો ગોર થાય નહિ, કે જન્મ-મરણ કે લગ્નને પ્રસંગે તેને ત્યાં ધાર્મિક ક્રિયા કરાવે નહિ.

હવે અસ્પૃશ્યતાના નિવારણ માટે કેટલીક સૂચનાઓ :

૧. કાર્યકર્તાએ સહુથી પહેલાં તો પોતાના જીવનમાંથી અસ્પૃશ્યતાને ફગાવી દેવી જોઈએ. જન્મ કે વ્યવસાય કે ધંધાને લીધે માણસ ઊંચો કે નીચો બને છે એ ભાવના તેણે મનમાંથી કાઢી નાંખવી જોઈએ. હરિજન બેઠો હોય તે બાંકડા, ખાટ કે જાજમ પર બેસવાની તે ના ન પાડે. હરિજનોની સેવા

કરતાં તેમનો સ્પર્શ કરવો પડે તો તેને સૂગ ન ચડવી જોઈએ. ઘરમાં કુટુંબીજન તરીકે એક હરિજનને રાખવાનો પ્રયત્ન તેણે કરવો જોઈએ; તેની પાસે ઘરનું કામકાજ કરાવી શકાય. ખોરાક અને પાણી સ્વચ્છ હોય તો તે બાબતમાં તે અસ્પૃશ્યતા ન પાળે. બેશક આનો અર્થ એવો નથી કે તે હરિજનની જોડે એક થાળીમાંથી ખાય કે એક જ પ્યાલે પાણી પીએ. આ ગંદી ટેવો છે, ને પોતાનાં સગાંવહાલાંની જોડે પણ તેમ ન કરવું જોઈએ. સંભવ છે કે આ સુધારા કરવામાં કાર્યકર્તાની સામે તેનાં કુટુંબીઓ ને મિત્રો ભારે વિરોધ કરે; પણ એ વિરોધનો તે ક્રોધ કે દ્વેષ વિના બહાદુરીથી સામનો કરશે. તેનો પોતાનો મત બદલાયો એટલા માટે તે પોતાના વિચારનો બીજા પાસે — કુટુંબીઓ પાસે પણ — બળજબરીથી સ્વીકાર નહિ કરાવે. પોતાના સંસર્ગમાં આવનાર સહુની જોડે તે દલીલ કરીને ને સમજાવટથી, ને સહુથી વધારે તો પોતાના જીવનની વિશુદ્ધિ અને સેવાભાવનાથી, તેમને પોતાના મત તરફ વાળવાનો પ્રયાસ કરશે.

૨. પોતાના જીવનમાંથી અસ્પૃશ્યતાને તિલાંજલિ આપ્યા પછી, હરિજનોને બીજા વાપરતા હોય તેવા કૂવામાંથી પાણી ભરવા દેવા, તથા બીજાઓ નહાતા ધોતા હોય તેવાં તળાવ ને નદીઓમાં નાહવા ધોવા દેવા તે પોતાના પડોશીઓને વિનંતી કરે એ ઉચિત ગણાશે. હરિજન બાળકોને નિશાળોમાં દાખલ થવા દેવા માટે તે શાળાઓના સંચાલકોને અને સવર્ણ બાળકોનાં માબાપોને વીનવશે. વસ્તુતઃ તે હરિજનો સામેના સર્વ પ્રતિબંધો દૂર કરાવવામાં મદદ કરશે. સૌથી મોટી મુશ્કેલી પૂજારીઓ ને મંદિરે જનારા લોકોને સમજાવીને જીતવામાં પડે એ સંભવિત છે. પણ આ અને બીજા સુધારાઓ માટે

અવિરત પ્રચાર એ આ કાર્યક્રમનું એક આવશ્યક અંગ છે. જ્યાં બની શકે ત્યાં કાયદાની ને અદાલતોની મદદ લેવાય; અને કેટલાક પ્રસંગોએ આ દલિત વર્ગની વતી સત્યાગ્રહ પણ આદરવો પડે.

૩. આટલું તો સવર્ણ હિંદુઓનું માનસ સુધારવા વિષે. પણ હરિજનોને કેળવવા ને સુધારવાનું કામ પણ એટલું જ અગત્યનું છે. જમાનાઓના જુલમે તેમને સતાવવામાં મણા નથી રાખી. તેમના મનમાં હલકાપણાની ગાંઠ બંધાઈ ગઈ છે, તે ઉપરાંત તેમને મડદાલ માંસ ખાવા જેવી કેટલીક કુટેવો વળગેલી છે, તે નાબૂદ થવી જોઈએ. તેઓ માંહોમાંહે આભડછેટ રાખે છે તે છોડી દેવાનું તેમને શીખવવું જોઈએ; તેમનું ભંગીકામ માનભર્યું કામ છે, ઘૃણાપાત્ર નથી, એવી ભાવના તેમનાં મનમાં પેદા કરવી જોઈએ; તેમને શરીર-સફાઈની કેળવણી આપવી જોઈએ, અને સ્વચ્છ રહેણીની ઉપયોગિતા ને આવશ્યકતા સમજાવવી જોઈએ. કાર્યકર્તા વિનાસંકોચે જાતે ભંગીકામ કરે ને એ રીતે હરિજનોને શરીરશ્રમનું ગૌરવ બતાવે, એટલું જ નહીં પણ ભંગીકામ કરવા છતાં પણ સ્વચ્છ રહી શકાય છે એમ સિદ્ધ કરી બતાવે. સામાન્ય માણસની બેદરકારી ને ગંદી ટેવોને લીધે ભંગીઓનું કામ ઘણું વધારે ત્રાસદાયક બને છે. કાર્યકર્તાએ પોતાના ગાળામાં લોકોને વિનંતી કરીને તેમને પાયખાનાં ને મોરીઓ સારી રીતે વાપરતાં શીખવવું જોઈએ. જ્યાં બની શકે ત્યાં ખાડાજાજરૂ દાખલ કરવાં જોઈએ, અને ચોખ્ખી સૂકી માટી વડે મળને બરાબર ઢાંકતાં લોકોને શીખવવું જોઈએ. આશ્રમોમાં રહેનારાઓ જાતે પાયખાનાંસફાઈ કરતા હોવાથી એ આશ્રમો અસ્પૃશ્યતાનિવારણમાં — ભલે આડકતરી રીતે

પણ — મોટો ફાળો આપે છે. ચામડાં કેળવવાનો ધંધો કરવામાં, અને એ રીતે એ ધંધાનો દરજ્જો વધારવામાં તથા હરિજનોને એ કામ સ્વચ્છ અને વધારેમાં વધારે લાભદાયક થાય એવી રીતે કરતાં મદદ કરવામાં સવર્ણ હિંદુઓને કશો બાધ ન હોવો જોઈએ. દારૂ ને જુગારનાં વ્યસનોએ હરિજનોમાં ઘર ઘાલ્યું છે. એ બાબતમાં તેમનામાં સુધારો કરવાનો પુષ્કળ અવકાશ છે.

અસ્પૃશ્યતાના પાપનું પોતાના જીવનમાંથી નિવારણ, સવર્ણોમાંથી તે નાબૂદ કરાવવાનો પ્રચાર, અને હરિજનોની પ્રત્યક્ષ સેવા — એ ત્રણ ક્ષેત્રોમાં તનતોડ અવિશ્રાંત મહેનત કરીને જ આ પ્રશ્નનો સફળતાપૂર્વક નિકાલ લાવી શકાય એમ છે.

૪. આ કોમનાં રાજકીય હકો ને ફરજો વિષે અહીં વિગતવાર લખવાની જરૂર મેં નથી માની. બીજા કોઈના જેટલા જ હક તેમને પણ હોવા જોઈએ એ કહેવાની જરૂર નથી.

૫. હરિજનોને માટે જુદા કૂવા, નિશાળ અને છાત્રાલયો, તેમ જ નોખાં મંદિરો કરાવી આપવાના પ્રયાસો ઘણી વાર કરવામાં આવે છે. આથી તેમને અપનાવવાને બદલે વાસ્તવિક રીતે ઊલટું તેમનું અળગાપણું કાયમનું કરવા જેવું થાય છે, ને તેથી સામાન્યપણે એ વસ્તુને ઉત્તેજન અપાવું ઘટતું નથી. પણ જ્યાં કોઈ સગવડને અભાવે હરિજનોને ચોક્કસ હાડમારી વેઠવી પડતી હોય ત્યાં થોડા વખત પૂરતી જ એવી નોખી સગવડ કરી આપવી જોઈએ.

બીજો એક પ્રશ્ન આવા જ પ્રકારનો છે, અને તેનો ઉકેલ આણવા માટે ઉત્સાહ ને નિષ્ઠાવાળા સેવકદળની જરૂર

છે. હિંદુસ્તાનમાં આદિવાસી અથવા દેશના મૂળ વતનીઓની મોટી વસ્તી — મોટે ભાગે જંગલો ને ડુંગરાળ મુલકોમાં જામેલી — પડી છે. તેઓ કેળવણીમાં પછાત છે, અને તેમની આર્થિક સ્થિતિ પણ ખેદજનક છે. ખ્રિસ્તી પાદરીઓએ તેમનામાં સારું શિક્ષણકાર્ય કર્યું છે, પણ હજુ ઘણું કરવાનું બાકી છે. આપણે એમના પ્રત્યે દુર્લક્ષ કરેલું છે, ને તેમને શિક્ષણ અપાવાની તથા તેમની સર્વ પ્રકારે ઉન્નતિ થવાની જરૂર છે. એ કામ મોટા પાયા પર ઉપાડવાનું ને મોટે ભાગે હરિજનસેવાની ઢબે જ ચલાવવાનું રહેલું છે.

### ૩. દારૂબંધી

દારૂ અફીણ વગેરે કેફી ચીજોથી નીપજતાં બૂરાં પરિણામોનું વર્ણન અહીં કરવાની જરૂર નથી. એટલું કહેવું બસ છે કે આ વ્યસનોનો ભોગ થઈ પડનાર માણસના શરીરની પાયમાલી થાય છે, એટલું જ નહીં પણ તે નીતિભ્રષ્ટ પણ થાય છે.

દારૂ અફીણની બૂરાઈઓ વિષે ઘણું સાહિત્ય મળે છે. જેમને આ પ્રકારના પતિત સમાજમાં કામ કરવાની ધગશ હોય તેમણે તે સાહિત્ય મેળવીને વાંચવું જોઈએ. પણ પુસ્તકોમાંથી મેળવેલા જ્ઞાન કરતાં જાતે એ વ્યસનીઓના સંસર્ગમાં આવવાથી તેમની સ્થિતિ વિષે ઘણી વધારે ખબર પડશે; એવો સંસર્ગ સાધવાની કાર્યકર્તાની ફરજ ગણાવી જોઈએ. એ લોકો જોડે મિત્રાચારી બાંધવાની ને તેમની ઉન્નતિ કરવાની ઘણી જરૂર છે. તેમનાં જીવન અને રહેઠાણ, તેમનાં કુટુંબોની દુર્દશા, તેમનાં ઘરોમાં પ્રવર્તતા ભૂખમરો ને અંધકાર એ સંસ્થાઓને અથવા કાર્યકર્તા વ્યક્તિઓને પ્રચારની સારામાં સારી સામગ્રી પૂરી પાડે એમ છે. મૅજિક લૅંટર્નનાં કે સિનેમાનાં

ચિત્રો વડે પ્રચાર કરીને દારૂથી વ્યસનીના આરોગ્ય પર થતી બૂરી અસરનો ચિતાર આપી શકાય. તેના શરીરનો એકેએક અવયવ કેવો ખવાઈ જાય છે, જ્ઞાનતંતુઓ કેવા શિથિલ થઈ જાય છે, અને માણસ મન પરનો સઘળો કાબૂ ગુમાવીને શરીરથી જ નહીં પણ નૈતિક દૃષ્ટિએ પણ કેવો પાયમાલ થઈ જાય છે, ને તેનું કુટુંબ કેવું ભૂખે મરે છે એ બધું બતાવી શકાય. દારૂબાજનાં તથા દારૂ ન પીનારનાં જીવન અને ઘર વચ્ચેનો ફરક બતાવનારી ખરી બનેલી વાર્તાઓ મોઢે સંભળાવીને અથવા સિનેમાનાં ચિત્રોમાં બતાવીને દારૂબાજને તેના વ્યસનથી થતી દુર્દશાનો ખ્યાલ આપી શકાય ને તેની આંખ ઉઘાડી શકાય.

તેમને એ લતમાંથી છોડવવાના વહેવારુ માર્ગો આ છે: તેમને નિર્દોષ પીણાં પૂરાં પાડવાં, તેઓ જ્યાં રમતો રમી શકે ને જ્યાં આરોગ્યપ્રદ મનોરંજનની સગવડ હોય એવી ક્લબો ખોલવી. બેશક આવા કામમાં પૈસાની જરૂર પડશે ને આ કામ સારામાં સારું સંસ્થાઓ જ કરી શકે; પણ છૂટા છૂટા કાર્યકર્તાઓ પણ જો દારૂબાજોને ઘેર જાય ને તે તેમનો વિશ્વાસ સંપાદન કરવાનો પ્રયત્ન કરે તો ઘણું કરી શકે.

## ૪. ખાદી

ગાંધીજી દક્ષિણ આફ્રિકાથી સ્વદેશ પાછા ફર્યા ત્યારથી ખાદી પ્રજાની નજર આગળ આવેલી છે. તેને વિષે એટલું બધું લખાયું છે ને એને લગતું એટલું બધું કામ થયું છે કે તેની આવશ્યકતા ને તેના લાભ વિષે વિસ્તારથી લખવાની જરૂર રહેતી નથી.

હાથકાંતણ અને હાથવણાટ તથા તેને લગતી બીજી ક્રિયાઓને સજીવન કરવાની હિલચાલનું મંડાણ હિંદુસ્તાનના

જીવનની બે મુખ્ય હકીકતો પર થયેલું છે. હિંદુસ્તાનની વસ્તીનો ૮૦ ટકા ભાગ કાં તો ખેતીનું કામ કરે છે અથવા તેના પર આધાર રાખે છે; પણ ખેતીમાં ખેડૂતનો આખો સમય રોકાતો નથી, તેની પાસે પુષ્કળ ફુરસદ રહે છે, ને તે વખત કોઈ આડધંધામાં રોકાય તો તેથી લાભ થાય. કાંતણ ને વણાટ એ ગરજ સારે છે, ગ્રામવાસીના વસ્ત્રોના સવાલનો ઉકેલ આણે છે, એટલું જ નહિ પણ તેની ટૂંકી આવકમાં ઠીક ઠીક ઉમેરો પણ કરે છે. જેમને બીજા કોઈ પણ ધંધામાં વધારે કમાણી થતી હોય તેમણે પોતાનું એ કામ છોડીને કાંતણકામ કરવા મંડવું એમ તો કોઈએ કદી કહ્યું નથી. કાંતણ એ મુખ્યત્વે આડધંધો છે.

ખાદીનું ઉત્પાદન વેચાણ માટે થઈ શકે તેમજ ઉત્પાદકના પોતાના ઉપયોગ માટે પણ કરી શકાય. વેચાણ માટે બનાવેલી ખાદી જેઓ જાતે કાંતતાં નથી તેમને માટે છે. વધારે સારું ને ઝીણું સૂતર કાંતી શકાય એ માટે રેંટિયા અને બીજાં ઓજારોમાં સુધારા કરવાના પ્રયાસો થયેલા છે. તેનાં પરિણામ આશ્ચર્યજનક આવ્યાં છે. ખાદી હવે અનેક જાતભાતની મળે છે, એટલું જ નહિ પણ તેના પોતમાં જે સુધારો થયો છે તે પરથી સહુ જોઈ શકે છે કે ૨૨ વરસ પર આ કામનો આરંભ થયો ત્યારપછી કેટલી પ્રગતિ થયેલી છે. ગમે તેવી રસિક અભિરુચિ પણ હવે ખાદીથી તૃપ્ત થઈ શકે છે. પણ ખાદી મિલકાપડની જોડે હરીફાઈ ન કરી શકે, તેનો એવો આશય પણ નથી. જેમને ગ્રામવાસીઓ વિષે પ્રેમ હોય ને જેમને હિંદુસ્તાનની આઝાદી વહાલી હોય તેવાં સહુ સ્ત્રીપુરુષોએ બીજા સર્વ કાપડનો ત્યાગ કરી ખાદી, તેની વધારે કિંમત સામે જોયા વિના, ખરીદવી ને વાપરવી ઘટે છે. ચરખા

સંઘે ખાદીના ઉત્પાદન અને વેચાણનાં અનેક મથકો ખોલેલાં છે, અને દરેક કાર્યકર્તાએ તે મથકોના સ્વયંનિર્મિત એજંટ બનવું ઘટે છે. તેણે ખાદીથી થતા આર્થિક ને નૈતિક લાભોનો સંપૂર્ણ અભ્યાસ કરવો જોઈએ, જેથી તે ખાદીનો મુક્તિ ને ઉન્નતિનો સંદેશો ઘેરેઘેર પહોંચાડી શકે. જો તે પોતાના ક્ષેત્રમાં ખાદી વિષે પ્રેમ અને તેની માગ પેદા કરશે તો ઘણા ભંડારોને ખાદીના જથા પડી રહેવાથી ને મૂડી રોકાઈ રહેવાથી જે મુશ્કેલી પડે છે તે કંઈક ઓછી કરી શકશે.

વેચાણની બાબતમાં એક ચેતવણી આપવી જરૂરી છે. આપણાં ગરીબમાં ગરીબ ને રાંકમાં રાંક ભાઈબહેનોને મદદ કરવી, અને તેમને માનભર્યા ધંધા વાટે પ્રમાણિકપણે આજીવિકા મેળવવાની જોગવાઈ કરી આપવી, એ ખાદીપ્રવૃત્તિનો મુખ્ય ઉદ્દેશ છે. એ પરથી એ ફલિત થાય છે કે ખરી ખાદી તેને જ કહી શકાય જેનાથી આ ઉદ્દેશ સધાતો હોય. એ ઉદ્દેશ લક્ષમાં રાખીને ચરખા સંઘે, સર્વ માલિકમંડળો કરે છે એથી ઊલટું, કાંતનારીઓના માગ્યા વિના જ એવો નિશ્ચય કર્યો કે તેમને રોજના ૮ કલાકના કામના ઓછામાં ઓછા ૮ આના મજૂરી આપવી. એ આદર્શને હજુ પહોંચી શકાયું નથી, પણ અગાઉ રોજના ૧ આનાનો દર અપાતો તે વધારીને ૩ આના થોડાં વરસ પર તત્કાળ કરી આપવામાં આવ્યા; અને તેને લીધે થયેલા ભાવના વધારાથી ખાદીનાં વેચાણ ઘટવાની જે બીક પહેલાં ઘણા ખાદીસેવકોને હતી તે ખરી પડી નથી. પણ અંગત લાભને સારુ કાંતનારીઓ ને વણકરોની લાચારીનો ગેરલાભ લેનારા ઘણા પડ્યા છે, તેમનું કામ હજુ ચાલુ છે. કાંતનારીઓને ઓછામાં ઓછો નિશ્ચિત દર અપાઈને બનેલી ખાદી વેચનાર વ્યક્તિઓ કે સંસ્થાઓને જ

પ્રમાણપત્ર આપવાનો ઠરાવ ચરખા સંઘે કર્યો હોવા છતાં, કાંતનારીઓ ને વણકરોના ઘોર દારિદ્રયનો ગેરલાભ લેનારા ઘણા હજુ પડ્યા છે, અને તેઓ આ કારીગરોને જૂજ દામ આપી હાથકાંતણ ને હાથવણાટનું કાપડ ચરખા સંઘ કરતાં સસ્તે ભાવે વેચે છે. એવી અપ્રમાણિત ખાદી ન ખરીદવાની ચેતવણી દરેક જણને આપવાની કાર્યકર્તાની ફરજ છે.

વેચાણ માટે ખાદીનું ઉત્પાદન ચાલુ રહેવું ને સુવ્યવસ્થિત બનવું જોઈએ એ ખરું, પણ જો રાષ્ટ્રીય અર્થવ્યવસ્થામાં તેની ઉપયોગિતા કેટલી છે તે વ્યાપક જનસમૂહને સમજાવવામાં આવે ને તેઓ કાંતવા માંડે તો જ હાથે કાંતેલી-વણેલી ખાદી સાર્વત્રિક થઈ શકે. સાધારણ કુશળતાવાળાં કાંતનાર પુરુષ કે સ્ત્રી કલાકના આશરે ૪૦૦ વાર કાંતી શકે; એટલે કે તે જો રોજ એક કલાક કાંતે તો મહિને ૧૨,૦૦૦ વાર કાંતે. બેશક સુતરની બારીકાઈનો આધાર પૂણીની જાત અને કાંતનારની આવડત પર રહેશે. પણ સરેરાશ આંક ૧૦થી ૧૨નો ગણીએ તો ૧૨,૦૦૦ વાર સૂતરમાંથી લગભગ ૪ ચોરસ વાર ખાદી થાય. એટલે માણસ જો રોજ ફક્ત એક કલાક કાંતે તો વરસમાં ૪૮ ચોરસ વાર કાપડ મળે એટલું સૂતર કાંતી શકે. આપણા દેશમાં કાપડનો સરેરાશ વાપર માથાદીઠ ૧૬ વારથી વધારે નથી. એટલે સામાન્ય કાંતનાર ત્રણ જણને પૂરું પડે એટલું કાપડ પેદા કરી શકે. ખેડૂતને માટે તેમજ ઉજળિયાત ધંધા કરનારાઓ માટે રોજ એક કલાક કાંતવા માટે કાઢવો એ સાવ સહેલી વાત છે. એથી દેશને પારાવાર લાભ થશે. ૧૬ વાર મિલકાપડની કિંમત ઓછામાં ઓછા રૂ. ૪ પડે. આપણા લોકોની નજીવી કમાણીમાં વરસે માથાદીઠ રૂ. ૪નો ઉમેરો થાય એ પણ એક ચોક્કસ આર્થિક લાભ ગણાય; વસ્ત્રસ્વાવલંબનથી

જે સામુદાયિક ને નૈતિક લાભ થાય તે તો જુદો. પાંચ માણસના કુટુંબમાં જો બે જણ રોજ નિયમિત એક કલાક કાંતે તો એટલાથી આખા કુટુંબને કપડાં પૂરાં પડે.

દરેક કાર્યકર્તાએ પોતાના ખપ પૂરતું કાંતી લેવું જોઈએ. તેને રેંટિયા, તકલી ને ધનુષતકલી પર સરસ કાંતતાં આવડવું જોઈએ. કાલાં વીણવાં, કપાસ સાફ કરવો, લોઢવો, રૂ પીંજવું, પૂણી બનાવવી, એ કાંતણ પહેલાંની ક્રિયાઓનું તેમજ કાંતણનું સંપૂર્ણ જ્ઞાન તેને હોવું જોઈએ. રેંટિયો કે ધનુષતકલી બગડે તો તે સુધારી લેતાં તેને આવડવું જોઈએ. તેનાં તમામ ઓજારો હમેશાં સ્વચ્છ ને સુવ્યવસ્થિત રહેવાં જોઈએ. પોતાની કુશળતા, ચીવટ, ને પોતાના કામની સરસ આવડત વડે તે લોકોને ખાદી પ્રત્યે જેટલા આકર્ષી શકશે તેટલા ગમે એટલાં પ્રચાર ને દલીલ વડે નહિ આકર્ષી શકે. તેને વણાટ-કળાનું પણ જ્ઞાન હોવું જોઈએ. મજૂરી માટેના કાંતણકામની વ્યવસ્થા તે ચરખા સંઘ પર છોડે. તેનું મુખ્ય કામ વસ્ત્ર-સ્વાવલંબનની દૃષ્ટિએ કાંતણકામ ગોઠવવાનું હોવું જોઈએ. આ કામ માટે કંઈ પણ મૂડીની જરૂર નથી. કાર્યકર્તામાં ઉપરની આવડત ઉપરાંત માત્ર પોતાનું જ્ઞાન બીજાને આપવાની કળા હોય એટલે બસ છે. દરેક કાર્યકર્તા પોતાના સંજોગો અને પોતાના ક્ષેત્રની પરિસ્થિતિ અનુસાર પોતાના કામની યોજના ઘડે. તે જો છ માસમાં બાર માણસોને ખાદીની બાબતમાં સ્વાવલંબી અને પોતાના જેવી જ આવડત ને ચીવટવાળા બનાવવાનો નિશ્ચય કરે તો તેણે બીજાઓને એ કામ હાથમાં લેવા સમજાવવાને ઘણું કર્યું ગણાશે. એવું એકે ગામડું નહિ હોય જ્યાં કપાસ ન ઊગતો હોય અથવા પૈસા આપ્યે ન મળી શકતો હોય. વસ્તુતઃ દરેક ખેડૂતને પોતાની

અંગત જરૂરિયાત પૂરી પડે એટલો કપાસ ઉગાડવા સમજાવવો જોઈએ. વળી એવો કોઈ પણ પ્રદેશ નથી જ્યાં કામને અભાવે પાયમાલ થતા વણકરો ન હોય. આ બધી ભૂમિ કાર્યકર્તાને માટે તૈયાર પડેલી છે; તેને તે ખેડી ને ખીલવી શકે છે. ગ્રામજીવનમાં પલટો કરી તેનો દેખાવ બદલી નાંખવા માટે માત્ર શ્રદ્ધા, ઉત્સાહ, બુદ્ધિ ને કાર્યશક્તિની જ જરૂર છે.

### ૫. બીજા ગ્રામઉદ્યોગો

સર્વશ્રેષ્ઠ ગ્રામઉદ્યોગ તે ખેતી છે એ દેખીતું છે, કેમકે તે આપણને ખોરાકની સર્વ વસ્તુઓ તેમજ વસ્ત્રને માટે કપાસ આપે છે. પણ અહીં 'ઉદ્યોગ' શબ્દ વિશિષ્ટ અર્થમાં વપરાયો છે. વધારે સારો શબ્દ 'હાથઉદ્યોગ' છે. આપણાં ગામડાંમાં હાથઉદ્યોગોની પડતી થવાથી ગામડાંની પાયમાલી થવા પામી છે, અને ખેતીમાંથી પણ રસકસ ઊડી ગયા છે. કેમકે ખેડૂત વરસમાં વધારે નહીં તો લગભગ છ મહિના બેકાર રહે છે.

ખાદીના મથાળા નીચે આપણે જોયું કે ખેડૂત પોતાનો ફુરસદનો વખત હાથકાંતણ ને હાથવણાટમાં ગાળે તો કેટલો લાભ મેળવી શકે. હવે આપણે એ જોઈશું કે ગામડી હાથ-ઉદ્યોગોના પુનરુદ્ધાર અને સુધારા વાટે ગામડાંને સ્વયંપૂર્ણ બનાવવા માટે ગાંધીજીએ સ્થાપેલા અખિલ ભારત ગ્રામઉદ્યોગ સંઘનો મુખ્ય ઉદ્દેશ કેવી રીતે સાધી શકાય, અને ગ્રામઉદ્યોગોનો એવો પુનરુદ્ધાર આપણી પ્રજાની શારીરિક, આર્થિક અને નૈતિક આબાદીની દૃષ્ટિએ કેટલો લાભદાયક થઈ પડે.

અનાજ બધું ખેતરોમાં પેદા થાય છે. ઘઉં અને એવા બીજા દાણાનો દળીને લોટ કરવો પડે છે, ડાંગરને ખાંડીને ચોખા કરવા પડે છે, કઠોળને ભરડી છડીને દાળ કરવી પડે છે. જૂના વખતમાં આ બધી ક્રિયાઓ ગામડાંનાં ઘરોમાં

થતી. પણ હવે ખાંડવા, દળવા, ભરડવાના સંચા નીકળ્યા છે તેણે ખાંડણી ને ઘંટીનો ઉપયોગ બંધ કરાવી દીધો છે અને બેકારી ઉત્પન્ન કરી છે, એટલું જ નહીં પણ ખોરાકમાંથી વિટામીનનું પ્રમાણ ઘટાડી નાંખ્યું છે ને તેમ કરીને આપણા શારીરિક આરોગ્યને હાનિ પહોંચાડી છે. એવું જ તેલી બિયાંની બાબતમાં પણ બન્યું છે. તેલ એ ખોરાકની એક આવશ્યક વસ્તુ હોઈ તેના વિટામીન ગુમાવવા આપણને પોસાય એમ નથી. સાકર આપણા રોજના ખોરાકની એક અગત્યની ચીજ છે. આપણા દેશમાં શેરડી સહેલાઈથી ઊગે છે, અને પ્રાચીન કાળથી ગામડાં કોલુ પ્રજાને જરૂરી સાકરનું તત્ત્વ પૂરું પાડે છે. પણ હવે મિલોએ તેમાં પણ પગપેસારો કર્યો છે. સહેલાઈથી હજમ થાય એવા રૂપમાં મળતી સાકરનો બીજો પ્રકાર તે મધ છે. તે આપનારી મધમાખો ઝાઝી મુસીબત કે મહેનત વિના ઉછેરી શકાય છે. શાકભાજી ને ફળ ખોરાકની અગત્યની વસ્તુઓ છે; તે ગામડાંમાં ઉગાડી શકાય એવી છે, ને ઉગાડવી જોઈએ. છેલ્લી, છતાં એટલી જ અગત્યની, ચીજ તે દૂધ ને તેમાંથી બનતા પદાર્થો છે. તેને માટે દુગ્ધાલય, ઢોરની માવજત અને શાસ્ત્રીય ઢોરઉછેરના જ્ઞાનની જરૂર રહે છે. તેથી નીચેની ચીજો પર ખાસ ધ્યાન અપાવું જોઈએ :

(ક) અનાજ, કપાસ, ને શેરડી ઉગાડવા માટે ખેતીની સુધરેલી રીતો.

(ખ) ડાંગર ખાંડવા, ઘઉં દળવા ને કઠોળ ભરડવા માટે ખાંડણી ને ઘંટીનો પુનરુદ્ધાર.

(ગ) તેલી બિયાં પીલીને તેલ કાઢવા માટે ઘાણીનો પુનરુદ્ધાર.

(ઘ) શેરડીમાંથી ગોળ બનાવવા માટે કોલુનો પુનરુદ્ધાર.

( ઙ ) મધમાખઉછેરના શાસ્ત્રની ખિલવણી.

( ચ ) દુગ્ધાલય અને ઢોરઉછેરની વૈજ્ઞાનિક રીતો.

( છ ) શાકભાજી ને ફળનું વાવેતર.

( જ ) ધૂળમાંથી ધન પેદા કરવાનો પ્રયાસ — જેમકે સારા ખાતરની બાબતમાં. તેને માટે માણસ અને જાનવરના મળનો, શાકભાજી ને ફળની છાલનો, એઠવાડનો, પાંદડાં, રાખ, હાડકાં અને મરેલાં જાનવરના માંસ વગેરેનો સમજપૂર્વક ઉપયોગ કરવાથી પારાવાર લાભ થાય છે.

( ઝ ) ખેતીકામમાં વપરાતાં સર્વ ઓજારોમાં સુધારા, અને ગામડામાં જ તે બનાવી લેવાની વ્યવસ્થા.

અન્ન અને વસ્ત્ર પછી આશ્રયનો સવાલ આવે છે. કેટલીક વાર સામાજિક કારણોને લીધે અન્નવસ્ત્ર કરતાં પણ રહેવાનાં ઘરને વધારે મહત્ત્વ આપવામાં આવે છે. આપણાં ઘર બનતા લગી ગામડાંમાં મળતી સાધનસામગ્રી વડે અને ગામડાંના મજૂરો રોકીને બનાવેલાં હોય એટલી ચીવટ રાખવી, એ ગામડાંની અર્થવ્યવસ્થાની દૃષ્ટિએ અગત્યનું છે. કુદરતમાં એક પ્રકારની અર્થવ્યવસ્થા છે, તેના તરફ આજનો જમાનો દુર્લક્ષ કરતો લાગે છે. ભૂસ્તરશાસ્ત્રીઓ કહે છે કે કોલસો, ખનિજ તેલ, કાચું લોઢું કે બીજી કોઈ ધાતુ કે ખનિજ દ્રવ્ય પેદા થતાં લાખો વરસ લાગે છે. આપણે કોલસો, ધાતુઓ અને ખનિજ તેલો અઢળક પ્રમાણમાં વાપરીએ છીએ, ને જે ચીજો વાપરીને ખુટાડીએ છીએ તેની ઊણપ પૂરવાનો જરા પણ વિચાર કરતા નથી. કુદરત અચૂક આ વ્યવસ્થા જાળવે છે. પણ આપણે એક અર્થમાં કુદરતની વ્યવસ્થામાં વિક્ષેપ નાખીએ છીએ, અને વૈજ્ઞાનિક જ્ઞાનના ગુમાનમાં એવો

વિચાર જરાયે કરતા નથી કે કુદરતનો ભંડાર ખૂટી જશે. તેલ, કોલસા ને ધાતુઓ આપણે આજે વાપરીએ છીએ એટલા ઉડાઉપણે વાપરવાં ચાલુ રાખીએ તો એ ચીજોનો જગતનો ભંડાર ક્યારે ખૂટી પડશે એની અટકળો દીર્ઘદૃષ્ટિવાળા લોકોએ અત્યારથી શરૂ કરી દીધી છે. પણ એ સવાલ મુખ્યત્વે યંત્રોનો મોટા પ્રમાણમાં ઉપયોગ કરનારા દેશોની આગળ આવી પડવાનો છે. આપણાં ગામડાંની અર્થવ્યવસ્થા તો જ ટકી શકે, જો આપણે વાપરીને ખુટાડીએ તે પાછું પૂરું પાડીએ. દાખલા તરીકે, ગામડાંમાં વપરાતું બળતણ લો. આપણે તુવર જેવા કઠોળની સાંઠી અને લાકડાં વાપરીએ છીએ, એટલે આપણો બળતણનો જથો કદી ખૂટે નહીં. તેથી ઘર બાંધવામાં પણ આપણે એવી ચીજો વાપરવી જોઈએ જે નવી મૂકવી પડે તો સહેલાઈથી મૂકી શકાય એવી હોય. ઈંટ અને નળિયાં કોલસા વિના પકવી શકાય છે, અને પાટડા, ભારોટિયા ને બારણાં આપણા ઇમારતી લાકડાના અખૂટ ભંડારમાંથી બનાવી શકાય. ધાતુ ઓછામાં ઓછી વાપરવી જોઈએ. એમ કરતાં રહેવાનાં સોઈદાર ઘર ઝાઝા ખરચ વિના બાંધી શકાય. આપણે યાદ રાખવું જોઈએ કે જગતમાં જે સૌથી અદ્ભુત ને ચિરસ્થાયી સ્થાપત્ય છે તેની રચના, કોલસો, સિમેંટ ને પોલાદ વપરાતાં થયાં તે અગાઉ, આવી સાધનસામગ્રી વડે થઈ હતી.

આ રોજના વાપરની અતિ આવશ્યક ચીજો ઉપરાંત બીજી સંખ્યાબંધ ચીજો એવી છે જેની આજે માણસને ઓછી-વત્તી તાકીદે જરૂર પડે છે. આ ચીજો તે સોય કે ટાંકણીથી માંડીને મોટર, રેલગાડી કે આગબોટ લગીની, કલમ ને શાહીથી માંડીને છાપખાના લગીની, દિવેટથી માંડીને વીજળી લગીની

છે. આપણે આપણી જરૂરિયાતોમાંથી ડહાપણપૂર્વક પસંદગી કરવી જોઈએ, અને કઈ ચીજો ગામડાંમાં સારામાં સારી રીતે ને સહેલાઈથી બનાવી શકાય એ વિચારવું જોઈએ. એમ કરતાં આપણને જણાશે કે સેંકડો ચીજો એવી છે જે ગામડાંના કારીગર સહેજે બનાવી શકે. એવાં ગામડાં છે જ્યાં કાચો માલ સહેલાઈથી મળી શકે છે, જ્યાં અમુક ચીજો બનાવવાનો હુનર હજુ કાયમ છે, અને જ્યાં આબોહવા ને બીજી દૃષ્ટિએ એ ચીજો અનિવાર્ય થઈ પડે છે. એવા બધા હાથઉદ્યોગને આપણે ખોળી કાઢીને ઉત્તેજન આપવું ઘટે છે. દાખલા તરીકે, કાગળ કે ચામડાંની ચીજો લો. આ બંને ઉદ્યોગોને માટે દરેક ગામડામાં કાચો માલ અને કારીગરો મળી શકે છે. માત્ર આપણે જાગતા રહીને અવલોકન કરવું જોઈએ, અને એ બધા ઉપરાંત આપણા મનમાં એવી દૃઢ પ્રતીતિ હોવી જોઈએ કે આપણા જેવા અલ્પ સાધનસામગ્રી ને વિશાળ વસ્તીવાળા દેશમાં, જ્યાં ભયાનક બેકારી છે, ત્યાં સહુને માટે ઉદ્યમ શોધી કાઢવો જોઈએ ને જરૂર શોધી શકાય. આપણી અમુક જરૂરિયાતો માટે કદાચ મોટા યંત્રોદ્યોગોની જરૂર હોય, પણ આપણું ગ્રામજીવન, આપણી સંસ્કૃતિ ને આપણી કળા ક્ષીણ થયાં છે એનું કારણ એ છે કે આપણા ગ્રામઉદ્યોગો ઘણે અંશે નાશ પામ્યા છે. જો ગ્રામીણ ભારતમાં નવજીવનનો સંચાર કરવો હોય તો આ ઉદ્યોગોને સજીવન કરવા જ જોઈએ. તેથી, ગાંધીજીએ કાવ્યમય ભાષામાં કહ્યું છે તેમ, ખાદીને સૂર્યને સ્થાને મૂકવી જોઈએ ને બીજા ઉદ્યોગો તેની આસપાસ ગ્રહમંડળની પેઠે ફરતા રહે; અને જેઓ ગામડાંની સેવા કરવા ઇચ્છતા હોય તેઓ સહુ બનતા લગી ગામડાંમાં પેદા થયેલી ચીજો સિવાય બીજું કંઈ ન વાપરે.

### ૬. ગ્રામસફાઈ

એ નિર્વિવાદ છે કે ગામડાંની મુખ્ય જરૂરિયાતોમાંની એક તે યોગ્ય સફાઈની છે. ગામના રસ્તા, શેરીઓ વગેરે અથવા તો પોતાનાં શરીર ને ઘર પણ સ્વચ્છ ને સાફસૂફ કેમ રાખવાં તેની તેમને ખબર જ નથી હોતી તેમ પરવા પણ નથી હોતી. પરિણામ અનારોગ્ય, રોગચાળા, અને લોકોની તંદુરસ્તીમાં એકંદર બગાડામાં આવ્યું છે.

શુચિતા એ પ્રભુતાથી ઊતરતો શ્રેષ્ઠ ગુણ છે, એ મતલબની એક અંગ્રેજી કહેવત છે તે નિરર્થક નથી. એ માત્ર ભૌતિક અર્થમાં જ નહીં પણ નૈતિક ને આધ્યાત્મિક અર્થમાં પણ સાચી છે.

દરેક કાર્યકર્તાએ સ્વચ્છતાની ટેવો પાડવી જોઈએ. તેના પોતાના શરીરનું એકેએક અંગ સાફ હોવું જોઈએ. તેનાં કપડાં ને તેની બીજી ચીજો ડાઘડૂઘ વિનાનાં ને સુઘડ રાખવાં જોઈએ. 'અસ્થાને પડેલી ચીજ તે કચરો' એવી જે વ્યાખ્યા કરવામાં આવી છે તે સાચી છે. આમ ગમે તે ચીજ ગમે ત્યાં નાખવાની, ઘરમાં કે ઘરના ઓટલા પર કે કંપાઉંડમાં કે રસ્તા પર થૂંકવાની ને નાક સાફ કરવાની, રહેવાનાં ઘરની નજીક કે નીકોમાં કે જાહેર રસ્તા પર કે નદીતળાવની નજીક જાજરૂ પેશાબ કરવા બેસવાની, ને મળને ચોખ્ખી માટીથી ન ઢાંકવાની જે કુટેવો છે તેનો ત્યાગ કરવો જોઈએ. આવી ટેવોમાંથી રોગ પેદા થાય છે ને પડોશીઓને અતિશય ત્રાસ થાય છે. આ મળમૂત્રની ખાતરને સારુ જેવી યોગ્ય જાળવણી થવી જોઈએ તેવી ન થવાથી અઢળક ધનનો બગાડ થાય છે.

ગંદકી અને ગંદી ટેવો કેટલી બેહૂદી ને જોખમભરેલી છે તે જો ગ્રામવાસીઓ બુદ્ધિપૂર્વક સમજે તો ગામડાંની સફાઈમાં સહેજે સુધારો થવા પામે. તેને માટે નીચેના ઉપાયો યોજી શકાય:

૧. ગામડામાં પેસવાના રસ્તા ને ગામડાની શેરીઓ પર રોજ ઝાડુ વાળીને સફાઈ થવી જોઈએ. તેના પર કચરો ન નંખાવો જોઈએ. કચરો તેને માટે ખાસ રાખેલી પેટીઓમાં નંખાવો જોઈએ, અને તે પેટીઓ પછી ખાતરના ખાડાઓમાં ઠલવાવી જોઈએ. બાળકો સુધ્ધાં કોઈ પણ જાહેર રસ્તાઓ પર શૌચ માટે ન બેસે. ઘરની નીકોનું પાણી રસ્તા પર ન વહેવું જોઈએ. નીકોનું પાણી એવી રીતે વહેવડાવવું જોઈએ કે એનો ઉપયોગ શાકભાજી ઉગાડવાના કે એવા કામમાં થઈ શકે.

૨. ખેતરોનો ઉપયોગ શૌચ જવા માટે કરવામાં આવે તો મળને અચૂક સાફ માટી વડે સારી રીતે ઢાંકવો જોઈએ. વધારે સારી યોજના એ છે કે નાનાં ખસેડી શકાય એવાં જાજરૂ વાપરવાં. એવાં જાજરૂ વાંસ કે લાકડાના ચોકઠા પર ટાટાં જડીને બનાવતાં સાવ સસ્તાં પડે, ને તેને એક કે બે ફૂટ ઊંડા ને એટલા જ પહોળા ખાડા પર મૂકી શકાય. અહીં પણ મળને હમેશાં સાફ માટી વડે ઢાંકવો જોઈએ. વખત જતાં એનું આપોઆપ ખાતર બની રહે, અને જે વસ્તુ લોકોને ત્રાસરૂપ છે ને સાવ વેડફાઈ જાય છે તેમાંથી આ રીતે ગરીબ ખેડૂતને માટે કીમતી ખાતરરૂપી ધન બની જાય.

૩. ઢોરનું છાણ, કચરો, શાકભાજી ને ફળની છાલ વગેરે સર્વ ચીજોનું એ રીતે ખાતર બની શકે.

૪. તળાવ, કૂવા વગેરે જળાશયો તેમજ નદીકાંઠા અતિશય સ્વચ્છ રખાવાં જોઈએ. આજે જે તળાવોનું પાણી પીવા કે રાંધવાના કામમાં લેવાતું હોય તે જળાશયોમાં ઘણી વાર ઢોરને નવડાવવામાં આવે છે અને મેલાં વાસણ ને કપડાં ધોવામાં આવે છે. કૂવા અને નદીના પાણીને એ જ રીતે

અજ્ઞાનથી નીપજેલી ગંદી ટેવો અને બેદરકારીથી ગંદું બનાવવામાં આવે છે. ગ્રામવાસીઓને આ બાબતમાં શિક્ષણ આપવાની જરૂર છે.

૫. એટલું યાદ રાખવું જોઈએ કે ગામડાની તંદુરસ્તીનો આધાર ઘણે અંશે પ્રત્યેક વ્યક્તિના આરોગ્ય પર રહે છે, અને ગંદી ટેવોવાળો એક પણ માણસ આખી વસ્તીને માટે ભયરૂપ છે. યુવકો અને યુવતીઓ ગ્રામવાસીઓને સફાઈની બાબતમાં કેળવણી આપવા માટે પોતાનાં સેવક કે સેવિકા દળ રચી શકે છે. કાર્યકર્તાઓએ ગામડાની શેરીઓની સફાઈના કામમાં જાતે ભાગ લેવો જોઈએ, કેમકે તેમના આચરણનું દૃષ્ટાંત એ પ્રચારનું સારામાં સારું સાધન છે.

### ૭. 'નઈ તાલીમ' અથવા પાયાની કેળવણી

ગાંધીજીએ હિંદના ગ્રામજીવનનો ખાસ વિચાર કરીને આપણને પાયાની કેળવણીની યોજના આપી છે. આજની અક્ષરજ્ઞાનની પદ્ધતિ, જેણે આપણને આઘા લઈ જઈને પાછા પાડ્યા છે, તે છોડીને હાથઉદ્યોગ દ્વારા છોકરા છોકરીને જ્ઞાન આપવાની યોજના પર જવું એ એક ક્રાંતિ છે. એમાં બાળકમાં રહેલી નૈસર્ગિક સર્જનવૃત્તિનો ઉપયોગ કરીને સારામાં સારો લાભ મેળવવાનું ધ્યેય રહેલું છે. આ યોજના તેની સર્વ શક્તિઓ, તેની આંખો, તેના હાથ વગેરેનો ઉપયોગ કરવાની કેળવણી તેને આપે છે, ને તે ઉપરાંત તેના મનને કેળવે છે. જેમને બાળકો પ્રિય હોય અને જેઓ તે તે ઉદ્યોગમાં નિષ્ણાત હોય એવા શિક્ષકો જો એ કેળવણી યોગ્ય ઢબે આપે તો એમ જણાશે કે આપણી આજની નિશાળો કરતાં એ પદ્ધતિમાં બાળકનો માનસિક, નૈતિક ને શારીરિક વિકાસ ઘણો વધારે થશે. ગાંધીજીનો દાવો એવો છે કે એવી કેળવણી, જો

સમજપૂર્વક અપાય તો, સ્વાશ્રયી નીવડે, કેમકે નિશાળમાં બનેલી ચીજો પડોશના ગાળામાં વેચી શકાય, અથવા સરકાર તે વેચી આપે કેમકે એ ખપાવી આપવાની ફરજ સરકારની રહેશે. આજે નાણાંને અભાવે પ્રાથમિક કેળવણી ફેલાવવામાં જે પહાડ જેવડી મુશ્કેલી નડે છે તેનો નિકાલ આ રીતે આપોઆપ આવી જાય. આરંભકાળમાં કાંતણનો ઉદ્યોગ હાથમાં લેવામાં આવ્યો છે, તેનું કારણ એ છે કે એ ઉદ્યોગ ગામડાને વધારેમાં વધારે અનુકૂળ છે, તેમજ આજે બીજા ઉદ્યોગો કરતાં કાંતણનું શાસ્ત્રીય જ્ઞાન ઘણું વધ્યું છે. પણ આ એક જ ઉદ્યોગ લઈ શકાય એવો છે એમ નથી. આ પ્રકારની કેળવણીમાં રસ ધરાવનારાઓએ હિંદુસ્તાની તાલીમી સંઘે પ્રસિદ્ધ કરેલા આ વિષયના સાહિત્યનો અભ્યાસ કરવો જોઈએ. તેના છેલ્લા રિપોર્ટ પરથી જણાશે કે ઘણી ત્રુટિઓ ને મુશ્કેલીઓ છતાં આજ સુધીમાં કેવાં ઉત્સાહજનક પરિણામો આવ્યાં છે. જગતભરના કેળવણીકારોએ ‘ક્રિયા’ વાટે કેળવણીની, હાથઉદ્યોગ વાટે જ્ઞાન આપવાની પદ્ધતિની સરસાઈ સ્વીકારી છે, અને હિંદુસ્તાનમાં એની વિશેષ કિંમત છે. આ યોજનાને જે સફળતા મળવી ઘટે તે અપાવવાને માટે યોગ્ય તાલીમ પામેલાં ને ઉત્સાહવાળાં શિક્ષક શિક્ષિકાઓની જરૂર રહે છે.

## ૮. પ્રૌઢશિક્ષણ

હિંદુસ્તાનની વસ્તીનાં ૭ કે ૮ ટકા જ માણસો વાંચી લખી શકે છે એ સ્થિતિ દુઃખદ છે પણ સાચી છે. અને માત્ર અક્ષરજ્ઞાનને શિક્ષણમાં ગણી શકાય નહીં, એટલે એમ કહેવું જોઈએ કે ૯૫ ટકા માણસો અશિક્ષિત છે. બેશક નિરક્ષર માણસો પણ સંસ્કારી હોઈ શકે છે, પણ એટલું દેખીતું છે કે વાંચવા લખવાની આવડતથી મનનો વિકાસ ખસૂસ થાય છે

અને માણસ બીજાના વિચારોથી વાકેફ થઈ શકે છે. પણ પ્રૌઢ-શિક્ષણ કેવળ વાંચવા લખવાની આવડત પૂરતું મર્યાદિત ન રહેવું જોઈએ. તેમાં બીજા ઘણા ઉપયોગી ને આવશ્યક શિક્ષણનો સમાવેશ થવો જોઈએ.

દરેક કાર્યકર્તા પોતાના ગાળામાં નિરક્ષરતા દૂર કરવાનું કામ ઉપાડી શકે છે. પ્રૌઢશિક્ષણના વર્ગો ચલાવવા માટે સાંજનો સમય સહુથી અનુકૂળ છે એમ ઘણે ભાગે અનુભવથી જણાશે. તેથી દીવાબત્તીની સગવડ કરવી રહેશે. ચોપડીઓની જરૂર નથી. જૂના વખતની જેમ નાનું લાકડાનું પાટિયું અથવા કોલસાથી કાળી કરેલી માટીની પાટી લખવાના પાટિયાની ગરજ સારી રીતે સારશે. તે ઉપરાંત માત્ર ચાકનો કે સફેદ માટીનો ટુકડો અક્ષરજ્ઞાન આપવા માટે જોઈએ; એટલું હોય તો અક્ષરજ્ઞાન નહીં જેવા વખતમાં મેળવી શકાય. આ કામને માટે સરતા ઉપયોગી આલેખો તૈયાર કરવામાં આવેલા છે, અને જરૂર લાગે તો તે ખરીદી શકાય. પણ એ ખરેખરા આવશ્યક નથી. એના કરતાં ઘણી વધારે જરૂર તો કાર્યકર્તામાં રસ અને ઉત્સાહ હોવાની છે. સહકારપૂર્વક પ્રયત્ન થાય તે બહુ ફળદાયક નીવડે છે. થોડાંક પ્રૌઢ માણસો વાંચતાં લખતાં શીખે એટલે નાનું પુસ્તકાલય કાઢવું જોઈએ; તેમાં યોગ્ય સાહિત્ય ધીરે ધીરે ભેગું કરી શકાય અને એક દૈનિક વર્તમાનપત્ર મંગાવી શકાય.

ઘણું સામાન્ય જ્ઞાન મોઢે વાતચીત કરીને આપી શકાય. હિંદુઓમાં પુરાણો અને બીજા ધર્મગ્રંથોનું ને મુસલમાનોમાં મિલાદ શરીફનું પારાયણ કરવાની જૂની પ્રથા સારું પરિણા લાવે છે. આપણા લોકો કથા, પ્રવચન, સંકીર્તન અને મિલાદમાંથી ઘણું ધર્મજ્ઞાન મેળવે છે. ઇતિહાસ, વિજ્ઞાન, ચાલુ બનાવો વગેરેનું જ્ઞાન મોઢે વાતચીત કરીને કે વાચનમંડળીઓ

દ્વારા આપી શકાય. પણ કાર્યકર્તાઓએ પહેલાં પોતે ચોક્કસ જ્ઞાન મેળવવું જોઈએ, પછી જ તેઓ બીજાઓને તે આપવાનું શરૂ કરી શકે. પ્રૌઢશિક્ષણનું ક્ષેત્ર પ્રજામાં નાગરિકપણાની ભાવના વિકસાવવાની તેમજ સામુદાયિક પુરુષાર્થની વૃત્તિ ખીલવવાની બહુ સુંદર તક આપે છે. ગ્રામનવરચનામાં બન્ને અતિ આવશ્યક વસ્તુઓ છે.

## ૯. સ્ત્રીઓની ઉન્નતિ

હિંદુઓમાં જૂની માન્યતા એ છે કે સ્ત્રી એ શક્તિ—બળમાત્રની જનની ને ઉદ્ભવસ્થાન છે. તેને પુરુષનું અર્ધું—વધારે સારું—અંગ કહેવામાં આવેલી છે. પણ દુઃખની વાત છે કે જે ભાગ ભજવવાનું તેનું ધ્યેય છે, જે તેનો હક છે, તે ભાગ તે આપણા આજના સમાજમાં ભજવતી નથી. તેનું કારણ અમુક સામાજિક રીતરિવાજો અને વહેમો છે, જેની જડ દુર્ભાગ્યે ઊંડી જામી ગયેલી છે. આપણે એટલું સમજવું જોઈએ કે કોઈ પણ સમાજનાં અડધાં માણસો દલિત દશામાં હોય તો તે સમાજ સાચી પ્રગતિ કરી શકે નહીં. બાળકને સૌથી પહેલું શિક્ષણ મા પાસેથી મળે છે, અને અજ્ઞાન અને દલિત સ્ત્રીઓવાળો સમાજ શ્રેષ્ઠ કોટિનાં દીકરા દીકરીઓ ઉત્પન્ન કરવાની આશા રાખી શકે નહીં. તેથી આપણે આપણાં મનમાંથી સ્ત્રીઓના ઊતરતાપણાનો ખ્યાલ સમૂળો કાઢી નાંખવો જોઈએ, અને તેમને તેમના હકનું સંપૂર્ણ સમાનતાનું સ્થાન આપવું જોઈએ. આનો અર્થ એવો નથી કે સ્ત્રીની પાસે પુરુષનું કામ ને પુરુષની પાસે સ્ત્રીનું કામ કરાવવું જોઈએ. સ્ત્રી-પુરુષની જે જન્મસિદ્ધ શક્તિઓ ને મર્યાદાઓ કુદરતે પેદા કરી છે તેની અવગણના ન કરી શકાય. પણ એ બાદ કરતાં કશો ભેદભાવ કે અંકુશ ન હોવો જોઈએ.

જે પ્રતિબંધો ને રીતરિવાજો અસ્વાભાવિક ને અન્યાયી હોય ને સમાજને હાનિકર્તા હોય તે દૂર કરવા મથવામાં કાર્યકર્તાઓએ પરોવાઈ જવું જોઈએ.

૧. પડદાની પ્રથા નાબૂદ થવી જોઈએ.

૨. સ્ત્રીઓને બધાં જાહેર કામમાં સમાનતાને ધોરણે ભેળવવી જોઈએ.

૩. બાળલગ્ન નીકળી જવાં જોઈએ.

૪. વિધવાવિવાહને ઉત્તેજન અપાવું જોઈએ.

૫. અનેકપત્નીવિવાહને ઉત્તેજન ન આપવું જોઈએ, અને અંતે તે નાબૂદ કરવાનું ધ્યેય રખાવું જોઈએ.

૬. કાયદા અને રૂઢિ અનુસાર સ્ત્રીઓની સામે જે ભેદભાવ ને પ્રતિબંધો હોય તે દૂર કરવાનો પ્રયત્ન થવો જોઈએ.

૭. છોકરીઓને છોકરાઓના જેટલી જ શિક્ષણની તકો અપાવી જોઈએ, અને તેમનામાં આજીવિકા મેળવવાની શક્તિ ઉત્પન્ન કરવી જોઈએ.

૮. સ્ત્રીઓની સારામાં સારી સેવા સ્ત્રીસેવિકાઓ કરી શકે. સ્ત્રીસેવાના કાર્યમાં પ્રૌઢશિક્ષણ તેમજ રેંટિયાની ઉપાસના બંને અતિ અગત્યની વસ્તુઓ છે. વસ્તુતઃ કાંતણ એ સ્ત્રીનું વિશિષ્ટ ક્ષેત્ર છે, અને તેને કુટુંબમાં દ્રવ્યોત્પાદક તરીકેનો મહત્ત્વનો દરજ્જો અપાવે છે.

૯. દાક્તર, શિક્ષિકા અને નર્સના વ્યવસાય સ્ત્રીઓને વિશેષ અનુકૂળ છે. છોકરીઓને તેમાં જવાનું ઉત્તેજન અપાવું જોઈએ. તેમને અનેક હાથઉદ્યોગની તાલીમ પણ આપી શકાય.

આમાં તેમજ ઇતર સર્વ રચનાત્મક કામમાં કાર્યકર્તાએ સુધારાની શરૂઆત પોતાના ઘરથી કરવી રહી છે. એ રીતે જ

તે પોતાના સંસર્ગમાં આવનારાઓની દૃષ્ટિમાં ફેરફાર કરાવી શકશે.

## ૧૦. આરોગ્ય અને શૌચની કેળવણી

આનો સમાવેશ કંઈક અંશે નં. ૬માં થઈ ગયો છે. પણ શરીર અને મનને સાજાંતાજાં રાખવાની જરૂર વિષે વિશેષ ભાર દેવો આવશ્યક છે. એને સારુ નિયમિત ટેવો, આરોગ્યદાયી યુક્તાહાર, રોજનો વ્યાયામ, કામ, અને એ બધા ઉપરાંત સંયમી જીવનની જરૂર રહે છે.

આપણામાંના ઘણા નિયમિત ટેવો પાડતા નથી કે કામ, ઊંઘ, ભોજન વગેરેના નિયમિત સમય રાખતા નથી. આપણે ઘણે ભાગે જીભને સ્વાદિષ્ટ લાગે તેવો આહાર ખાઈએ છીએ; આપણાં શરીરને શું પથ્ય છે તેનો વિચાર કરતા નથી. આપણે જીવવા માટે ખાવાનું છે એ વાત ભૂલી જઈએ છીએ. ગરીબ માણસોને માટે યુક્તાહાર મેળવવો સાવ શક્ય નથી હોતો, પણ શ્રીમંત અને મધ્યમ વર્ગોએ પોતાનાં જીવનમાં આ અગત્યની વસ્તુ વિષે ઘણું ધ્યાન આપવું ઘટે છે. ગરીબો પૌષ્ટિક આહારને અભાવે માંદા પડે છે, ત્યારે શ્રીમંતો અતિ આહારથી નીપજતા રોગોથી પીડાય છે. આપણી જરૂરિયાત પ્રમાણે આપણો આહાર રાખવાનું ને ફેરવતા રહેવાનું આપણા સૌને માટે શક્ય હોવું જોઈએ. રાંધવાની ક્રિયા જેટલી વધારે સાદી તેટલો આપણો ખોરાક વધારે સહેલાઈથી પચી શકે એવો થવાનો. ઘઉં વગેરે અનાજ, ચોખા અને કઠોળમાંથી છડામણ ફેંકી ન દેવાથી અન્નના પ્રાણરૂપ વિટામીન. કેવા સચવાઈ રહે છે ને આહાર આરોગ્યપ્રદ બને છે તે વિષે અનેક વાર ભારપૂર્વક કહેવામાં આવ્યું છે. આ અનાજ ને તેની સાથે શાકભાજી, કાંદા, અને પપૈયાં, કેરી, કેળાં, જમરૂખ,

ટમાટાં જેવાં, ગામડાંમાં પણ સહેલાઈથી ઉગાડી શકાય એવાં ફળો, તથા દૂધ અને તેમાંથી બનતા પદાર્થો મળીને આરોગ્ય-પ્રદ આહાર થઈ રહે છે.

જેઓ કઠણ શરીરશ્રમવાળા કામમાં રોકાયેલા હોય તેમને બીજા કશા વ્યાયામની જરૂર નથી રહેતી, પણ જેઓ બેઠાડુ ધંધાવાળા હોય તેમને માટે નિયમિત વ્યાયામ આવશ્યક છે. શાળા કૉલેજોમાં ભણતાં યુવકયુવતીઓ ઘણી વાર વ્યાયામ વિષે દુર્લક્ષ કરે છે, તેથી તેમનાં શરીર તથા મન બંનેને પારાવાર હાનિ થાય છે. બેશક સારામાં સારો વ્યાયામ એ છે જે કરતાં કરતાં કંઈક ઉપયોગી કામ પણ કરી શકાય; પણ એવો વ્યાયામ દરેક જણને માટે કદાચ શક્ય ન હોય. પણ ચાલવું, આરોગ્યપ્રદ રમતો રમવી, અથવા હઠયોગનાં આસનો કરવાં, એ તો દરેક જણ પોતપોતાની અનુકૂળતા પ્રમાણે કરી શકે એમ છે.

સાદો ખોરાક, ચોખ્ખી રહેણી અને નિયમિત વ્યાયામ કેવળ આરોગ્યપ્રદ નથી, નૈતિક દૃષ્ટિએ ઉન્નતિકર પણ છે. ચોખ્ખી રહેણીને માટે સંયમી જીવન આવશ્યક છે. માણસ પોતાના આહાર અને વ્યાયામ પર ગમે એટલું નિયમન રાખે, પણ જો તે દુરાચરણ કરતો હોય ને પોતાના વિષયવિકાર પર અંકુશ ન રાખી શકતો હોય તો તેને નીરોગી કહી શકાય નહિ. એવો અંકુશ મનના અંકુશ વિના અશક્ય છે. મનની શુદ્ધિનો આધાર મોટે ભાગે માણસ કઈ જાતના આહાર અને વ્યાયામ કરે છે, કેવું જીવન ગાળે છે, કેવી સોબત રાખે છે, અને કેવી ચોપડીઓ વાંચે છે તેના ઉપર રહે છે. સોબતીઓ અને સાહિત્યની પસંદગી આહાર અને વ્યાયામના જેટલી જ કાળજીથી કરવી જોઈએ. જે માણસ શરીર અને મનથી

તંદુરસ્ત છે તે બીજાઓ પર પ્રભાવ પાડી શકે છે ને તેમને પ્રેરણા આપી શકે છે, જ્યારે તેનાથી ઊલટા પ્રકારનો માણસ તેના વાતાવરણને કુટેવોનો ચેપ લગાડશે. તેથી કાર્યકર્તાઓએ શુદ્ધ ને નીરોગી જીવન ગાળવું જરૂરી છે જેથી તેઓ આરોગ્ય અને શૌચનું શિક્ષણ લોકોને આપી શકે અને તે વાટે પોતાના પડોશીઓને સુખસંપત્તિ અપાવી શકે.

## ૧૧. રાષ્ટ્રભાષાનો પ્રચાર

શિક્ષણના તથા શિક્ષિત વર્ગ વચ્ચેના વહેવારના સાધન તરીકે પરદેશી ભાષા પરાણે લાદવામાં આવી છે તેને લીધે હિંદુસ્તાનને ઘણું નુકસાન વેઠવું પડ્યું છે. બાળકને પરદેશી ભાષા શીખવાનો બોજો બહુ ભારે થઈ પડે છે; અને તેથી શીખવાતા વિષયના સાર કરતાં ભાષા ઉપર જ વધારે ધ્યાન દેવાનું વલણ રહે છે. શિક્ષણ સારામાં સારું માતૃભાષા દ્વારા આપી શકાય એ નિર્વિવાદ વાત છે. એ પરથી એ ફલિત થાય છે કે શિક્ષણનું તથા આપણા વિચાર પ્રગટ કરવાનું સારામાં સારું સાધન તે પ્રાંતિક ભાષાઓ જ છે. સાથેસાથે આપણા જેવા વિશાળ દેશમાં પ્રાંત પ્રાંત વચ્ચેના વહેવારને માટે તથા અખિલભારતીય કામકાજને માટે એક રાષ્ટ્રભાષાની પણ જરૂર છે. આ રાષ્ટ્રભાષા એવી હોવી જોઈએ જે સહુ સહેલાઈથી સમજી ને શીખી શકે. આપણે સદ્‌ભાગ્યે ઉત્તર અને મધ્ય ભારતના રહીશોનો ઘણો મોટો ભાગ જે ભાષા સમજે છે — ભલે હમેશાં શુદ્ધ બોલતો ન હોય — તેના મોટા ભાગના શબ્દો તે ભાષા જ્યાં નથી બોલાતી એવા પ્રાંતોની ભાષાઓમાં પણ પ્રચલિત છે. તેથી એ ભાષાને બેવડો લાભ છે — એક તો એ કે હિંદુસ્તાનની લગભગ અડધી વસ્તી તે સમજી શકે છે, ને બીજો એ કે તેનું ઠીકઠીક શબ્દભંડોળ, ઓછાવત્તા

પ્રમાણમાં, હિંદુસ્તાનના બીજા ભાગોમાં પણ પ્રચલિત છે. આ ભાષા — હિંદુસ્તાની — ને આપણી રાષ્ટ્રભાષા તરીકે સ્વીકારવામાં આવી છે તે સ્વાભાવિક છે, અને તે છૂટથી વાપરી શકાય એટલું તેનું સારું જ્ઞાન મેળવવાની દરેક કાર્યકર્તાની ફરજ છે. તેના નામ વગેરેને વિષે જે તીવ્ર મતભેદો પ્રચલિત છે તેની ચર્ચામાં આપણે ઊતરવાની જરૂર નથી. આપણી ફરજ તો એ ભાષા જાણવાની અને તે દેવનાગરી (હિંદી) અને ફારસી (ઉર્દૂ) બંને લિપિમાં વાંચતાં લખતાં શીખવાની છે.

## ૧૨. સ્વભાષાપ્રેમ

પાછલી કંડિકામાં કહ્યું છે કે અખિલભારતીય કામકાજને માટે એક રાષ્ટ્રભાષાની ખિલવણી આવશ્યક છે. પણ માણસના પોતાના વિકાસ માટે, તેની સંસ્કૃતિના રક્ષણ માટે, અને તેના ઊંડામાં ઊંડા વિચારો પ્રગટ કરવાના સાધન તરીકે માતૃભાષાની ખિલવણી પણ આવશ્યક છે. આ જરૂરિયાત તો આપણી પ્રાંતિક ભાષાઓ જ પૂરી પાડી શકે. તેમને પણ પોતપોતાનાં સાહિત્ય છે, તે કાળના ઘસારા સામે ટકી રહ્યાં છે અને તેમણે જીવનના આધ્યાત્મિક ને નૈતિક વારસામાં ઉમેરો કર્યો છે. આપણી ફરજ કેવળ આ વારસો સાચવી રાખવાની નહિ પણ તે વધારવાનો પણ પ્રયત્ન કરવાની છે. પ્રાંતિક ભાષાઓ અને રાષ્ટ્રભાષાની વચ્ચે જરાયે કલહ હોવાની જરૂર નથી. વસ્તુતઃ તેમણે હળીમળીને આગળ વધવું જોઈએ. દરેક પોતપોતાનું ધ્યેય સાધે અને બીજીની ઉપર સારી અસર પાડે. પોતાની માતૃભાષામાં પ્રવીણ થવું દરેક જણને માટે જરૂરનું છે. તે ઉપરાંત ઉત્તરના નિવાસીઓ દક્ષિણની એકાદ ભાષા શીખે અને દક્ષિણવાસીઓ રાષ્ટ્રભાષા શીખે તો સારું છે.

## ૧૩. આર્થિક સમાનતા

આજના સમાજમાં ઘોર આર્થિક અસમાનતા પ્રવર્તે છે એ વાતની ના પાડી શકાય એમ નથી. કેટલાક દેશો બીજાઓના કરતાં ઘણા વધારે ધનવાન છે, એટલું જ નહિ પણ એક જ દેશમાં પણ વ્યક્તિઓ વચ્ચે તેમજ સમાજના વર્ગો વચ્ચે તીવ્ર અસમાનતા વર્તે છે. ઇંગ્લંડ અને અમેરિકા દેશ તરીકે હિંદુસ્તાનના કરતાં ઘણા જ વધારે ધનવાન છે. હિંદીની સરેરાશ આવક વરસે આશરે રૂા. ૫૦ ની કહી શકાય, જ્યારે અંગ્રેજ અને અમેરિકનની એ જ ધોરણે ગણેલી સરેરાશ આવક વરસે અનુક્રમે રૂા. ૧,૮૦૦ અને રૂા. ૩,૦૦૦ છે. છતાં એ દેશોમાં પણ એક તરફ ધનિક કરોડપતિઓ, અને બીજી તરફ મંદીની મોસમમાં બેકારીના ભથ્થાની મદદથી જેમતેમ પેટિયું કાઢનાર ગરીબ દહાડિયા મજૂર, એવા ભેદો છે જ. આપણા પોતાના દેશમાં આપણે એક મહેલ ને તેની જોડાજોડ એક ઘોલકું એવો દેખાવ જોઈએ છીએ. માત્ર આપણા દેશમાં મહેલો કરતાં ઘોલકાંની સંખ્યા ઘણી મોટી છે. આપણે એ પણ જાણીએ છીએ કે યુદ્ધમાત્રનું તેમજ આજે ચાલી રહેલા ભીષણમાં ભીષણ યુદ્ધનું મૂળ કારણ તે ધન અને ધરાના સ્વામિત્વ માટે રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે ચાલી રહેલી હરીફાઈ છે. સમાજરચનાનો પાયો અને જીવન વિષેના સિદ્ધાંતો આજે છે તેવા રહેશે ત્યાં લગી આ લડાઈઓ ખસૂસ ચાલુ રહેશે. તેથી જો પૃથ્વી પર સુખશાંતિનું સામ્રાજ્ય પ્રવર્તાવવું હોય તો આજે હસ્તી ધરાવતી અસમાનતાઓ દૂર કરવી જ જોઈએ. હિંસક ક્રાંતિ વડે આ ધ્યેય સાધવાના પ્રયત્નો થયા છે. આ રીતે જે કંઈ પ્રાપ્ત થયેલું છે તેને હસ્તીમાં આણનાર હિંસાબળ અદૃશ્ય થાય તો પછી એ પ્રાપ્ત વસ્તુ ટકી રહે છે કે કેમ એ

જોવાનું છે. સૌથી વધારે સ્થાયી અને ચિરંતન સમાનતા બેશક તે જ હશે જે બહારથી બળાત્કારે ઠોકી બેસાડેલી નહીં હોય, પણ માણસના મનમાં રહેલી અર્થપ્રાપ્તિ અને શોષણની વૃત્તિ પર સ્વેચ્છાએ રાખેલા અંકુશને પરિણામે સમાજના અંતરમાંથી જ ઉદ્ભવેલી હશે. આવા દૃષ્ટિપારવર્તનને માટે વ્યક્તિના મનને કેળવવાની જરૂર રહે છે; અને જો એવું પરિવર્તન કરાવવાનો પ્રયત્ન રાષ્ટ્રવ્યાપી પ્રમાણમાં કરવામાં આવે તો, તેમાં જોકે મુશ્કેલીઓ તો રહેલી છે છતાં, તેવું પરિવર્તન જરૂર થઈ શકે. પણ એવી મનોદશા અહિંસાના પાયા પર રચાયેલા સમાજમાં જ પેદા થઈ શકે. બધા માણસ કંઈ એક જ પ્રકારના સ્વભાવવાળા, કે સરખી આવડત, બુદ્ધિ કે કાર્યશક્તિવાળા નથી હોતા. આજના સમાજમાં આ અસમાનતાઓની સંખ્યા અને તીવ્રતા જન્મ, કેળવણી, આવક વગેરેના કૃત્રિમ સામાજિક લાભાલાભ વડે વધારવામાં આવે છે. બળજબરી વડે કૃત્રિમ સામાજિક પરિસ્થિતિ દૂર થઈ શકે ખરી, પણ વ્યક્તિઓને કુદરતે આપેલી શક્તિઓમાં જે સ્વભાવસિદ્ધ વિષમતા હોય તેને સમાન બનાવી શકાય નહીં. આ શક્તિઓ કાં તો વ્યક્તિના લાભાર્થે, કાં તો સમગ્ર સમાજની સેવાને અર્થે વાપરી શકાય. જે સમાજ હિંસાના પાયા પર રચાયેલો હોય તે સ્વાભાવિકપણે એ શક્તિઓનો ઉપયોગ વ્યક્તિઓનો અથવા વ્યક્તિ જે અમુક સમાજ કે દેશની હોય તેનો સ્વાર્થ સાધવા માટે કરશે. અહિંસાના પાયા પર રચાયેલા સમાજમાં એ શક્તિઓનો ઉપયોગ સર્વને માટે કરવામાં આવશે — પણ એવો સમાજ સ્થપાવાનો હજુ બાકી છે. આજે પ્રવર્તતી અસમાનતાઓને ઘટાડવાની ને અંતે અહિંસક રીતે નાબૂદ કરવાની છે. એ કેવી રીતે બની શકે?

વ્યક્તિઓએ આનો આરંભ કરવો જોઈએ ને પોતાના દાખલાથી એ સિદ્ધાંતનો ફેલાવો કરવો જોઈએ. આપણા આરોગ્ય અને સુખનો આધાર આપણી પાસેની સંપત્તિ પર છે એવો ખ્યાલ આપણે મનમાંથી કાઢી નાંખવો જોઈએ. આપણે સમજવું જોઈએ કે આપણી અનિવાર્ય જરૂરિયાતોમાં ઓછામાં ઓછું ધન ખરચવું અને બાકીનું સમાજના હિતને માટે થાપણ તરીકે રાખવું એ આપણો ધર્મ છે. સાદી રહેણી ને ઊંચા વિચારથી જીવન જરૂર ઉન્નત થાય છે, અને ખાસ કરીને સર્વ કાર્યકર્તાઓના સાદા ને સંતોષી જીવનનો ચેપ અવશ્ય ફેલાશે. સામાજિક માનપાન કે દરજ્જો ધન કે કુળ પરથી ગણાવાને બદલે ચારિત્ર અને સેવા પરથી ગણાવાં જોઈશે. આપણો આદર્શ હજુ ઘડાઈ રહ્યો છે એટલામાં સરકાર અસમાનતાઓના નિવારણને ઉત્તેજન આપે એવા ડહાપણવાળા કાયદા કરીને અને કરનો ભાર એવી રીતે વહેંચીને એ ધ્યેય-પ્રાપ્તિની દિશામાં પ્રયત્ન કરે તો સારું છે. પણ અહિંસક સમાજમાં રાજ્યને હસ્તક્ષેપ જો ક્યારેક પણ કરવો પડશે તો તે વિરલ પ્રસંગે. આપણે આપણા દેશના સ્વામી નથી ત્યાં સુધી આપણે બની શકે એટલું કામ ઐચ્છિક ધોરણે કરવું રહેશે. મૂડીદારો ને કારખાનાંના માલિકો મજૂરોને મજૂરીના સારા દર અને સુખસગવડો — એટલે કે તેઓ સારો આરોગ્ય-પ્રદ ખોરાક અને પૂરતાં કપડાં, અનુકૂળ નિવાસસ્થાન, બાળકોની કેળવણી, અને પોતાને માટે તથા પોતાનાં આશ્રિતો માટે આરોગ્યપ્રદ મનોરંજન અને સંસ્કારપ્રાપ્તિની સગવડો મેળવી શકે એટલી સાધનસામગ્રી આપવાથી શરૂઆત કરી શકે છે. તેઓ એથી આગળ જઈને મજૂરોને નફામાંથી ભાગ આપી શકે છે. પોતાની જરૂરિયાતો માટે પૂરતું રાખી લીધા પછી

નફાનો બાકીનો ભાગ દેશને માટે જુદો કાઢી શકે છે. જમીન-દારોએ પોતાના ખેડૂતો જોડે વાજબી રીતે ને ન્યાયપૂર્વક વર્તવું જોઈએ, અને ખરચ કાઢ્યા પછી આવકનો બાકી રહેલો ભાગ ખેડૂતોની આવશ્યક જરૂરિયાતો પૂરી પાડવામાં ખરચવો જોઈએ. એ જ વસ્તુ વકીલ ડાક્ટર વગેરેને લાગુ પડે છે. જેમનાથી બની શકે તે સહુ જો પોતાની વધારાની ધન-સંપત્તિ ભેગી કરીને જનસમાજના લાભાર્થે વાપરે તો ન્યાયના પાયા પર રચાયેલી સમાજવ્યવસ્થા સ્થાપવાની દિશામાં ઘણું મોટું પગરણ માંડ્યું ગણાશે. પણ ધનિક માણસોને માટે મુખ્ય આવશ્યક વસ્તુ એ છે કે તેમણે પોતાનાં ખરચની હદ બાંધવી, અને આદર્શ સમાજમાં શ્રમજીવી મજૂરને જેટલું મળી શકે તેટલા પૂરતી પોતાના ખરચની મર્યાદા, બને ત્યાં લગી, આંકવી.

ગાંધીજીએ જેનો ખાસ નામનિર્દેશ કર્યો છે એવાં રચનાત્મક કાર્યક્રમનાં તેર અંગોની વાત આપણે કરી. બીજાં કેટલાંક અંગ છે તેનો પણ વિચાર થવો જોઈએ. એ ઓછેવત્તે અંશે સંસ્થાઓને લગતાં છે, તેથી તેમનો ઉપયોગ તેરવિધ કાર્યક્રમને આગળ ધપાવવા માટે કરી શકાય એમ છે.

### ૧૪. મહાસભાનું તંત્ર

જનસમૂહને સ્વરાજની લડતને માટે સંગઠિત કરવો એ પ્રથમ શ્રેણીનું રચનાકાર્ય છે. આપણી પાસે મહાસભાનું વિશાળ તંત્ર પડેલું છે. તે ઉપરાંત આપણે, દાખલા તરીકે, કિસાનો, મજૂરો અને વિદ્યાર્થીઓનાં સંગઠન કરવાનો પણ પ્રયત્ન કરી શકીએ. સંભવ છે કે આ સંસ્થાઓનું કામ કેટલેક અંશે બેવડાય; પણ એ સંસ્થાઓ જો અહિંસા પર રચાયેલી હોય તો તેમની વચ્ચે ઘર્ષણ થવું અશક્ય છે. અને ગેરસમજો કે

મતભેદો તો સહેજે દૂર કરી શકાય, ને તેને લીધે લવલેશ પણ ખટાશ રહેવા ન પામે. આ દરેક સંસ્થાને વિષે કંઈક વીગતથી વાત કરવી ઠીક પડશે.

મહાસભાના તંત્રમાં સર્વ વર્ગ, ધર્મ અને કોમના માણસો છે. જે કોઈ માણસ મહાસભાના ધ્યેય પર સહી કરે ને ચાર આનાનું વાર્ષિક લવાજમ આપે તે સભ્ય બને છે, અને બંધારણમાં આપેલી શરતો પૂરી કરે ત્યાં સુધી મહાસભાની કોઈ પણ સમિતિમાં કે ચૂંટણીવાળા હોદ્દા પર ચૂંટાવાને હકદાર રહે છે. વર્ગ, ધર્મ, કોમને કે સ્ત્રીપુરુષના ભેદને કારણે કોઈને મનાઈ નથી. દરેક વ્યક્તિને કામ અને સેવા કરવાની પૂરેપૂરી તક છે, અને તે વાટે તે મહાસભાવાદીઓનો વિશ્વાસ સંપાદન કરી શકે છે. મહાસભા એ કેવળ સ્વેચ્છા પર રચાયેલી સંસ્થા છે, અને તેના સભ્યોમાં પ્રવર્તતા અભિપ્રાય ઉપરાંત તેની પાસે પોતાના નિર્ણયો સભ્યોની પાસે પળાવવાની કશી બાહ્ય સત્તા નથી. મહાસભાવાદીઓનો સંકલ્પ અને દૃઢ નિશ્ચય એ મહાસભાની સૌથી સબળ સત્તા છે. તેથી તેના તંત્રને શુદ્ધ અને કોઈને શંકા સરખી ન આવે એવું બનાવવું એ તેના પ્રત્યેક સભ્યની ફરજ છે. તેના પત્રક પર સભ્યોનાં બનાવટી નામ ન દાખલ થવાં જોઈએ. ચૂંટણીઓમાં છળ-કપટનો પ્રયોગ બિલકુલ ન થવો જોઈએ. આજે એ બધી શરતો પળાય છે એમ કહી શકાય એમ નથી એ દુર્ભાગ્યની વાત છે. પણ જે ખામીઓ તેના તંત્રનું બળ હણતી હોય ને તેની ઉપયોગિતા ઘટાડતી હોય તે દૂર કરવામાં મદદ કરવાનું તો દરેક મહાસભાવાદીથી બની શકે એવું છે. આપણે યાદ રાખવું જોઈએ કે મહાસભાનું તંત્ર, તેની પ્રવૃત્તિઓ, અને તેનાં આદર્શો ને આકાંક્ષાઓ પર નિરંતર ઝગઝગાટ

અજવાળું પડતું હોય છે — એ અજવાળું એવું છે કે ઘણી વાર તેની ખામીઓનું પ્રમાણ વસ્તુતઃ હોય તેના કરતા મોટું દેખાય છે. મહાસભા સામાન્ય પ્રજાનો તથા પોતાના સભ્યોનો જે વિશ્વાસ ધરાવી શકે તેમાંથી તેને મળતા બળ સિવાય બીજું કંઈ પણ બળ મહાસભાની પાસે હોઈ શકે નહીં, તેથી મહાસભામાં કોઈ પણ પ્રકારના દગાફટકા ને અપ્રામાણિકતાનો સ્પર્શ સરખો ન હોવો જોઈએ. સભ્યોની નોંધણી પ્રમાણિકપણે થાય અને ચૂંટણીઓમાં દગાફટકા ન થાય એની કાળજી મહાસભાવાદીઓએ રાખવી જોઈએ, એટલું જ નહીં પણ જાહેર સવાલોની બાબતમાં તેમણે ડર કે પક્ષપાત રાખ્યા વિના, પક્ષ, કોમ કે વર્ગના વિચાર કર્યા વિના, ન્યાયી ને યોગ્ય નિર્ણયો કરવામાં મદદ કરવી જોઈએ. કેમકે એટલું યાદ રાખવું જોઈએ કે મહાસભા જો સહુનો વિશ્વાસ ને આદર સંપાદન કરી શકે તો જ પોતાનું રાષ્ટ્રીય સ્વરૂપ કાયમ રાખી શકે ને માથું ઊંચું રાખી શકે. જેટલે અંશે મહાસભા આખી કે તેની કોઈ નાનામાં નાની શાખા પણ તેનું મૂળ સ્થાન છોડીને આડીઅવળી જશે તેટલે અંશે તે પોતાનું રાષ્ટ્રીય અને નૈતિક સ્વરૂપ ગુમાવશે, અને તે બીજી રીતે જેવી કલ્યાણકારી શકિત થઈ શકે ને થવી જોઈએ તેવી નહિ રહે.

## ૧૫. કિસાન સંગઠન

કિસાનો અને તેમનાં આશ્રિતો મળીને હિંદુસ્તાનની વસ્તીના લગભગ ૮૫ ટકા છે. તેરવિધ રચનાત્મક કાર્યક્રમ જો તેમને મદદ ન કરી શકે તો તેની કશી કિંમત ન રહે. ગામડાંમાં થતું તમામ કામ તેમને લાભ પહોંચાડનારું હોવું જોઈએ, અને પ્રજાના આવડ. મોટા ભાગના હિતને હાનિ કરે કે તે પ્રત્યે

દુર્લક્ષ કરે એવું કંઈ પણ કામ ખરેખરું રચનાત્મક કહી શકાય નહીં. જો રચનાત્મક કાર્યક્રમના મુદ્દા બુદ્ધિપૂર્વક સમજાયા હોય તો એટલું સ્પષ્ટ જણાશે કે એ મુદ્દાના બાહ્ય રૂપનો તેમજ તેમાં રહેલી ભાવનાનો અમલ કરવામાં કિસાનોની સાચામાં સાચી સેવા રહેલી છે. એ રીતે જોતાં કિસાનોની નોખી સંસ્થા અનાવશ્યક છે. કિસાનોએ મહાસભાના તંત્રમાં જોડાઈને તેને પોતાનું બનાવવું જોઈએ. એ તંત્ર જો તેમને મદદ કરીને બચાવી નહીં શકે તો આજે તેનું જે કંઈ સામર્થ્ય છે તે ગુમાવી બેસશે. પણ એ કિસાનવર્ગને મદદ કરવાને વિષે કંઈક વીગતવાર સૂચના અહીં આપવી ઠીક પડશે.

કિસાનોને તેમના જમીનદાર સામે કે સરકાર સામે ચોક્કસ ફરિયાદો હોય એ મામૂલી વાત છે. એ ફરિયાદો સાધારણ રીતે તાકીદની હોય છે, ને સ્વરાજ મળે ત્યાં લગી તે દૂર થવા માટે રાહ જોઈ શકાય નહીં. જ્યાં એવી સાચી ફરિયાદો હોય ત્યાં કિસાનોનો પક્ષ લેવો અને તેમને ન્યાય મેળવવામાં મદદ કરવી ને દોરવણી આપવી એ દરેક કાર્યકર્તાનું કામ છે, તેનો ધર્મ છે. અહિંસા જાળવીને કરેલી મસલતથી ઘણી વાર આવશ્યક ન્યાય મળે છે; પણ તે રીત જો નિષ્ફળ જાય તો સવિનય ભંગ કરવાનો અથવા ગણોત કે મહેસૂલ આપવાની ના પાડવાનો હક કિસાનોને છે જ. હાડમારી જેટલી મોટી તેટલી માગણી વધારે ન્યાયની ગણાય; અને હિલચાલ જો અહિંસક રીતે ચલાવવામાં આવે તો સફળતા પણ વધારે અચૂકપણે ને વધારે ત્વરાથી મળે.

કિસાનોને બીજી પણ અનેક ઉપાધિઓ હોય છે. તેઓ ઘણી વાર માંહોમાંહે લડે છે ને કોરટે ચડીને પાયમાલ થઈ જાય છે. જે કાર્યકર્તા પોતાની સેવા વડે પ્રજાનો આદર ને

વિશ્વાસ સંપાદન કરી શક્યો હોય તેને આવા કજિયા પતવવામાં ને કોરટબાજી અટકાવવામાં ઘણી વાર સફળતા મળે જ. એવું જ કિસાન અને જમીનદાર વચ્ચેની નાની નાની તકરારોને વિષે પણ છે.

પણ એટલી વાત ભાર દઈને કહેવી જોઈએ કે કોઈ પણ સંસ્થા યા તંત્રનો ઉપયોગ કિસાનોને રાજકીય કે બીજા કામ માટે સાધન તરીકે વાપરી લેવા માટે ન થવો જોઈએ. મહાસભાવાદીઓ જો કિસાનોની સેવા સાચી ઢબે કરે તો કિસાનો સ્વેચ્છાએ મહાસભાના તંત્રમાં દાખલ થશે, કેમકે તેઓ એ તંત્રની ઉપયોગિતા, પ્રમાણિકતા ને શકિત ઓળખી શક્યા હશે. મહાસભા પ્રત્યેની એમની એવી નિષ્ઠા એકધારી ને નિઃસ્વાર્થી હશે; અને તેથી, તેમને પોતાનો સ્વાર્થ સાધવાને કોઈ રાજકીય સંસ્થામાં જોડાવાનું કહેવામાં આવે અથવા તેમને માટે નોખી સંસ્થા કાઢવામાં આવે એના કરતાં તેમની આવી નિષ્ઠા ઘણી વધારે કીમતી હશે.

કિસાનોમાં જો સહકારી ખેતીની પ્રથા દાખલ કરવામાં આવે તો એ એક ઘણું જ અગત્યનું ને દીર્ઘફળદાયી કામ થાય. ખેતરોના નાના નાના ટુકડા પડી જાય તો ખેતી લાભદાયક ધંધો ન રહે. અને આપણા વારસાના કાયદા એવા છે કે મિલકતના નાના નાના હિસ્સા પડતા રોકવા અશક્ય છે. પણ વ્યકિતઓ ભેગી મળીને સહિયારી ખેતી કરે, અને દરેક જણ પોતાના ભાગ પૂરતો શ્રમ આપે ને પાક ભાગેપડતો વહેંચી લે, એ વસ્તુ શક્ય છે ને ઇચ્છવા જોગ છે. ખેતીની પદ્ધતિમાં સુધારા કરવાનું એકલદોકલ ખેડૂતનું ગજું ન હોય, પણ સહિયારી ખેતીમાં તો એ બની જ શકે. એવી જ કરકસર ઢોરઉછેરની બાબતમાં પણ કરી શકાય.

સહકારી ખેતીમાં ઘણા ઉપયોગી કામને સારુ વિશાળ ક્ષેત્ર પડેલું છે.

કિસાનોની સેવાનું કામ આટલા બધા મહત્ત્વનું હોઈ મહાસભા, જેમ પરદેશના કામકાજ માટે રાખે છે તેમ, કિસાનોને માટે એક અલાયદું ખાતું રાખે તો સારું થાય.

### ૧૬. મજૂર સંગઠન

મિલો અને કારખાનાંમાં કામ કરતા મજૂરોનો વર્ગ એવો છે કે તેનાં મહાજનો બંધાયેલાં છે. કિસાનોના પ્રમાણમાં એ નાનો વર્ગ છે. પણ તે મિલોવાળાં શહેરોમાં જથાબંધ હોઈ તેની પાસે જઈને તેમનું સંગઠન કરવું સુગમ છે. જેમ બુદ્ધિની જરૂર પડે છે એવાં યંત્રો ને ઓજારો ચલાવવાનું કામ કરતો હોઈ આ વર્ગ કિસાનવર્ગ કરતાં વધારે બુદ્ધિશાળી હશે એમ માની શકાય. મજૂરોના લાભાર્થે મજૂરોનું સંગઠન કરવામાં કશી હાનિ નથી, પણ તેમને રાજકીય હેતુ સાધવાના સાધન તરીકે ન વાપરવા જોઈએ. જેમ કિસાનોને તેમ મજૂરોને રચનાત્મક કાર્યક્રમમાંની ઘણી વસ્તુઓથી અવશ્ય લાભ થશે, ને એ કામ એમનામાં થવું જોઈએ. મજૂરોને માટે કામની વાજબી ને ન્યાયી શરતો ને સુખસગવડો મેળવવા માટે મજૂર મહાજનો જરૂરનાં છે, પણ કેટલીક વાર તે કેવળ હડતાળ પડાવવાને કે ફિસાદ ઊભી કરવા માટે રચવામાં આવે છે. મિલમાલિક જો વાજબી વાત ન માને ને નમતું ન આપે તો હડતાળો જરૂરની છે એ સાચું, પણ ન્યાય મેળવવાના બીજા બધા ઇલાજ નિષ્ફળ નીવડે તે પછી, આખરી શસ્ત્ર તરીકે જ તેનો આશ્રય લેવાવો જોઈએ. મજૂરોને સારા કાર્યકર્તાઓની દોરવણી મળવી અતિ આવશ્યક છે. ગાંધીજીએ એવો દાવો કર્યો છે કે તેમણે સ્થાપેલું અમદાવાદનું મજૂર

હાજન સર્વ મજૂરોને માટે નમૂનારૂપ છે. કાર્યકર્તાઓએ ના ઇતિહાસનો ને બંધારણનો અભ્યાસ કરવો જોઈએ, અને ાં જ્યાં બની શકે ત્યાં એવાં મહાજનો સ્થાપવાનો પ્રયત્ન વો જોઈએ.

## ૧૭. વિદ્યાર્થી સંગઠન

વિદ્યાર્થીઓ એ બીજો એક સમૂહ છે જેની અંદર કામ વાની જરૂર છે. પણ એ કામ સાવ જુદી જાતનું છે. દ્યાર્થીઓનો વર્ગ એવો નથી જેનું હિત બીજા કોઈ વર્ગના તનું વિરોધી હોય, અને તેથી તેમના હિતની રક્ષા ને લામતી માટે તેમને ખરેખર સંસ્થાની જરૂર નથી. કેળવણી ાપનાર અધિકારીઓ પ્રજાના નોકરો છે, અને તેમની મુખ્ય જ એ હોવી જોઈએ કે તેમના હાથમાં સોંપાયેલા જુવાનોને દ્ધિ, શરીર અને નીતિની બાબતમાં સારા, નીરોગી નાગરિકો નાવવા. તેથી વિદ્યાર્થીઓ માટે કિસાન સભા કે મજૂર હાજનની ઢબની સંસ્થા હોવાની કશી જરૂર નથી. પણ ાપણે જે પરિસ્થિતિમાં છીએ તેમાં કેળવણી આપનાર ધિકારીઓ સાચા અર્થમાં પ્રજાના નોકરો નથી. જે સરકારનો વાર્થ દેશના સ્વાર્થની સાથે એકરૂપ નથી તે સરકારના તેઓ ાકરો છે. બ્રિટિશ સરકાર જે કેળવણી આપે છે તેમાં અમુક તુ સાધવાનો ઇરાદો હોય છે, અને તેથી રાષ્ટ્રીય આદર્શોથી રાયેલા વિદ્યાર્થી અને રાષ્ટ્રવિરોધી સત્તાના અંકુશ તળે રહેતા ોક્ષકોની વચ્ચે અથડામણ થાય છે. જ્યાં લગી વિદ્યાર્થીઓ ાતાની કેળવણી માટે અને જિંદગીની કમાણી માટે સરકાર પર ાધાર રાખે છે ત્યાં લગી એ સરકારની જોડે લડવું તેમને ાટે અશક્ય છે. તેઓ સરકારી શિક્ષણસંસ્થાઓમાં હોય તે રમ્યાન રાજકારણમાં સંડોવાય તો તેમની કેળવણી આજે છે

તેના કરતાંયે નકામી થઈ પડે. તેથી વિદ્યાર્થીઓનો સંઘ દેશનાં દુઃખો પ્રગટ કરવા ને તેનો ન્યાય મેળવવા માટે ન હોવો જોઈએ, પણ આજની સંસ્થાઓમાં અપાતી કેળવણીની ઊણપો પૂરી કરવા માટે હોવો જોઈએ. એ સંઘનો ઉદ્દેશ વિદ્યાર્થીઓને કાર્યકુશળ નાગરિકો બનાવવાનો હોવો જોઈએ, રાજકીય લડાઈઓ લડવાનો નહીં. આનો અર્થ એવો નથી કે આઝાદી-ની લડતમાં વિદ્યાર્થીઓને કશો ફાળો આપવાનો નથી. ફાળો આપવાનો છે જ, પણ જો તેઓ પોતાનો સમય લડતમાં ભાગ લેવાનો પ્રયત્ન કરવાને બદલે અમુક બનાવો અથવા ચાલુ બધા બનાવોનો અભ્યાસ કરવાના કામમાં વાપરે તો એ સમય લેખે લાગશે, અને તેઓ પોતાને આપવાનો ફાળો વધારે સચોટ રીતે આપી શકશે. બેશક જેમને અત્યારે જ લડતમાં ભાગ લેવાની ધગશ થઈ આવી હોય તેઓ સરકારી શિક્ષણ-સંસ્થાઓમાંથી નીકળી જાય અને દેશની સેવામાં પરોવાઈ જાય. પણ પછી તેઓ વિદ્યાર્થીસંઘોના સભ્ય ન રહે. પણ રચનાત્મક કાર્યક્રમનો અમલ જેમ બીજાએ તેમ વિદ્યાર્થીઓએ પણ કરવાનો છે. તેનાં ઘણાં અંગોમાં તેઓ કીમતી ફાળો આપી શકે છે. તેઓ કોમી અવિશ્વાસ અને અદેખાઈની બૂરાઈ જડમાંથી ઉખાડી શકે છે. તેઓ પોતાનાં જીવનમાંથી અસ્પૃશ્યતાને નાબૂદ કરી શકે છે. તેઓ રોજ કેટલોક વખત કાંતવામાં આપી શકે છે, અને તેનાં ઓજારોમાં નવા નવા સુધારા કરવામાં પોતાની બુદ્ધિ અને યાંત્રિક કુશળતાનો ઉપયોગ કરી શકે છે. તેમની પાસે ખાદી ન ધારણ કરવા માટે કશું બહાનું નથી. તેઓ સાંજે પોતાનો ફુરસદનો વખત પ્રૌઢશિક્ષણના અને નિરક્ષરતાનિવારણના કામમાં આપી શકે છે. તેમને પોતાની માતૃભાષામાં પ્રવીણ બનવાની ને રાષ્ટ્ર-

ભાષામાં શીખવાની ખાસ સગવડો છે. તેઓ સમાજસુધારાના કામમાં મદદ આપી શકે છે, અને પોતાનાં કુટુંબોમાં સ્ત્રીઓના દરજ્જા વિષેના વિચાર બદલાવી શકે છે. તેઓ પોતાનાં જીવન સાદાં ને સંતોષી બનાવી શકે છે, અને એમ કરીને આર્થિક સમાનતાના આદર્શની દિશામાં પગરણ કરી શકે છે. તેઓ પોતાની રજાનો અમુક ભાગ ગામડાંની સેવામાં ગાળી શકે છે. તેઓ જો રચનાત્મક કાર્યક્રમનાં આ અને બીજાં અંગોનો અમલ કરવામાં પોતાનાં સમય અને ધ્યાન આપે તો અધિકારીઓ કે માતપિતા જોડે કશો કજિયો થવાપણું રહે નહીં. ઊલટું એથી તેમને જીવનમાં પાછળથી ઉપયોગી થાય અને સ્વતંત્ર દેશના નાગરિકો તરીકે તેમને જે કામ કરવાનાં રહેશે તે કરવાની શક્તિ અપાવે એવું વહેવારુ જ્ઞાન મેળવવાની અને એ જાતના સંબંધો પ્રજાજનો જોડે બાંધવાની ઘણી કીમતી તકો મળશે. આ ઢબે રચાયેલો ને ચલાવેલો વિદ્યાર્થીસંઘ એક અગત્યની જરૂર પૂરી પાડશે, અને વિદ્યાર્થીઓને સેવાકાર્યમાં ભેગા કરી તેમની વચ્ચે ઐક્ય સ્થાપવામાં મદદ કરશે, વિદ્યાર્થી આલમનો પ્રેમ ને વિશ્વાસ મેળવી શકશે, અને તેમના દળમાં આજે જે નિયમન અને ઐક્યનો અભાવ છે તે ઉત્પન્ન કરશે. કાર્યકર્તાઓ રાગદ્વેષથી મુક્ત અને સર્વથા નિઃસ્વાર્થ હોવા જોઈએ. તેઓ ક્ષણિક ઉત્સાહના આવેગમાં તણાઈ જાય એવા કે નિરાશાના હિમથી હતોત્સાહ બની જાય એવા ન હોવા જોઈએ. તેમણે વિશ્વાસ, શ્રદ્ધા, અને જુવાનો પ્રત્યે સમભાવથી કામ કરવું જોઈએ.

## ઉપસંહાર

રચનાત્મક કાર્યક્રમ અને આઝાદીની લડત વચ્ચે કેટલો ગાઢ સંબંધ છે તે ગાંધીજીની પત્રિકામાં સ્પષ્ટ રીતે બતાવ્યું છે.

ગમે તે રાજદ્વારી સંપ્રદાયનો કે ગમે તે કોમનો કોઈ પણ હિંદી એવો નહીં હોય જે પોતાના દેશને માટે સંપૂર્ણ સ્વતંત્રતા નહીં ચહાતો હોય. આ રચનાત્મક કાર્યક્રમનું એક પણ અંગ એવું નથી જેને વિવાદગ્રસ્ત કહી શકાય. એ કાર્યક્રમ અતિ વ્યાપક છે ને તેમાં સર્વ વસ્તુઓનો સમાવેશ થાય છે. આપણા નાનામાં નાના ને મોટામાં મોટા માણસોને માટે એમાં પોતાનું હીર બતાવવાનો પૂરો અવકાશ પડેલો છે. તે પુરુષો તેમજ સ્ત્રીઓ, જુવાનો તેમજ વૃદ્ધો સર્વને સરખો લાગુ પડે છે. સ્ત્રીઓ પાસેથી તો ઘણા મોટા ફાળાની અપેક્ષા રાખી શકાય. હું આશા રાખું છું કે એ કાર્યક્રમમાં સર્વને ઉત્સાહ આવશે, અને બુદ્ધિ, ધૃતિ, શ્રદ્ધા અને જોશપૂર્વક એનો અમલ કરવામાં આવશે જેથી હિંદુસ્તાન વહેલામાં વહેલું સ્વતંત્રતા પ્રાપ્ત કરે.

( અંગ્રેજી પરથી )